ॐ

# श्री महेश्वर मां.मा.


કર્તા,

મથુરાચરામ ભવળાંચરામ હોરા.

મોટી છીપવાડ-સુરત.



પ્રસીદ્ધ કરનાર,

ભીમભાઈ લાલભાઈ દેશાઈ.

[illegible] કરવાનું ઠા. વાડીફળીઆ-સુરત.


કિંમત આના આઠ.

ॐ

# श्री महेश्वर मा .मा.

## શિવ કથાના માર્મિક રહસ્યનું દિગ્દર્શન




કર્તા

મધુવચ્ચરામ બળવચ્ચરામ હોરા.



પ્રકાશક

ભીમભાઈ લાલભાઈ દેશાઈ.

સુરત જૈન પ્રેસ.

આવૃત્તિ પહેલી.

સંવત ૧૯૭૦ સને ૧૯૧૪








કિંમત આના આઠ.

# પ્રસ્તાવના.



મારી અલ્પ કૃતિ, શ્રીકૃષ્ણદર્શન અને રામાયણ રસબિંદુ, શ્રી કૃષ્ણ પરમાત્મા અને રઘુકુળ તિલક, પ્રતાપી સૂર્ય વંશના મહા પ્રતાપી સૂર્ય, શ્રી રામચંદ્રજીના કંઈક ચરિત્રના કંઇક રહસ્યનું દિગ્દર્શન કરાવનારૂ પુસ્તક, છપાવીને પ્રસિદ્ધ કીધુ છે, મારા પરમ પ્રિય આત્મ બંધુ, સ્વર્ગસ્થ, રા રા મનમોહનદાશ દયાળદાશ શરાફે પથારીને વશ થઇ, અશક્ત સ્થિતિમા પણ, કેટલી હોંસ, કેટલી કાળજી, રાખી હતી તેમણે, તે અજાણ્યુ નથી કોઇને, તેમના નિકટના સ્નેહીમા મારી પ્રત્યે. તેમનો અત્યંત પ્રેમ, તેમને ભોળવીને, મારી અલ્પ કૃતિનુ સુંદર સ્વરૂપ, દર્શાવતો હતો તેમના સત્ય અને શુદ્ધ અંતરના ભાવે, જનમંડળને કેવુ રંગી નાખ્યુ છે, તે જોવાને, નહિ રહ્યા તેઓ, આ વિવિધ વાસનાવાળી પૃથ્વિના પૃષ્ટ ઉપર એ પરમ પ્રિય આત્મબંધુનો હુ કેટલો આભારી છુ તે કહેવાને કેવળ અશક્ત છઉં હુ, આ પ્રસંગે તેમની પ્રેમમય મૂર્તિ, એટલી તો ઊંડી કોતરાઇ રહેલી છે, મારા અંતરમા, કે તેની ક્ષણે ક્ષણે ઝાખી, હવે તો માત્ર ઝાખીજ, કરીને હુ સંતોષ માનુ છુ

ઉપલુ પુસ્તક વાચીને મારા સ્વજાતિ, મારા સ્નેહી, છુપા રત્નરૂપ, કવિ જનસુખરામ નરહરરામે મને કહ્યુ, અરે કહ્યુ એટલુજ નહિ, પણ આગ્રહથી અને એકથી વધારે વાર, કે શ્રી સદાશિવ, મહાદેવજી, શ્રી મહેશ્વરની કથાઓનો રસસ્વાદ ચખાડવાને પ્રયત્ન કરવુ ઉચિત્ત છે તેમણે વિશેષ કહ્યુ કે "તમારા શિવાય, આ વિષય ઉપર હાલના સમયે, બીજો કોઈ લખે એવો સંભવ નથી, અને તમારી વય વૃદ્ધ થઇ માંડી છે, માટે અવશ્ય એ કાર્ય તમારે ઉપાડી લેવુ જોઇએ" આવુ સાચુ કથન, કેમ નહિ ઉતરે અંતરમા ? હવે શુ કરવુ ? ચાલી રહ્યુ હતુ એનુજ મનન રાતને દિવસ બિજા સ્નેહી અને મિત્રોએ, ઉપાડી લીધો સત્વર, કવિના આ આગ્રહને. ઘર સંસારની મુશીબત જેણે નથી મુકયો, મારી આખી જીંદગીમા, જરા પણ મારો કેડો, તે હમણા પણ મને કેવી સતાવી રહી છે, અને ગુંચવણમા તેણે નાખ્યો છે, તે સારી પેઠે જાણે છે,

સર્વ મારા મિત્રો ગહન છે અતિ, કર્મની ગતિ, શું કળશે મતિ ? સંસારમાં રહો, સુખ દુ:ખને સહો, સત્ અસત્‌ને લહો, શંકર શંકર કહો, ચિંતાને દહો, ને કર્તવ્ય કરો, તોજ તમારૂં જીવન સફળ છે શંકરને આધારે, કરવાનું છે મારે, દયા તેજ ધારે, મનમાં કંઈ ઊતારે, કામ થાય ત્યારે, એવા કંઈ વિચારે, આરંભ તો કીધો, યથા મારી શક્તિ આવી મનની સ્થિતિમા, જેટલું જેવું સૂઝ્યું, તેટલું તેવું, ઘસડી કહાડ્યું છે, માત્ર પંદર દિવશમાં પ્રેમીજન પ્રેમાળ નયનથી નિહાળતાં, વસ્તુના દોષ ઉપર દૃષ્ટિ નહિ નાખતા, કુરૂપને પણ સુંદર સમજી આનંદ માને છે, એ વાત ખરી છે એજ નિયમને મારા પરમ સ્નેહી, મારા પ્રિય બંધુ, ભીમભાઈ લાલભાઈ દેશાઈ, અનુસરીને ચાલેલા છે ખરેખર એ તો સ્વભાવજ છે પ્રેમીજનનો રા ભીમભાઇના સાચા સ્નેહને આનંદથી સ્વિકારીને, મસ્તકે ચડાવીને. તેમનો આભાર માનીને, આ પુસ્તક છપાવી પ્રગટ કરવાના આગ્રહને મારે આધિન થવું એજ મારૂં કર્તવ્ય છે

સમસ્ત જનમંડળને મારી એટલીજ વીનતિ છે કે આ પુસ્તક માત્ર દિગ્દર્શન છે વિષય ગહન છે, અલ્પ મારી મતિ છે, અને ભુલો તો ઘણી હશેજ એમ છતા એટલોજ છે હેતુ આ પ્રયત્નનો કે જે દિશામા એ પ્રયત્ન છે તે દિશા ભણી કોઈ પણ વિદ્વાન પોતાનું લક્ષ દોડાવી શોધ કરે

મારી ભુલોને માટે તો મને સંપૂર્ણ આશા છે કે વિચારવંત વાચકવૃંદ તે ક્ષમા કરવાની કૃપા કરશે.

સુરત સંઘાડીઆવાડ
સંવત ૧૯૭૦ના આશાડ
ગુરૂ પૂર્ણિમા.

મધુવચરામ બળવચરામ



# પ્રકાશકનો ખુલાસો.

આ પુસ્તક પ્રગટ કરવાના સબંધમાં પ્રકાશકે કાંઇક કહેવું જોઇએ, આ પુસ્તક કેવુ અગત્યનું છે તે તો જનમંડળ વાચીને જાણીજ લેશે. એટલે તે વિષે મારે વિશેષ કહેવું એ કાળવ્યર્થ ગુમાવવા જેવું છે. પરંતુ તેને બદલે એ ગ્રંથના કર્ત્તા જેના જીવનની હકીગત આજ લગી છુપી રહેલી દેખાય છે. તે જેમ બને તેમ ટુંકાણુમાં અહિં કહેવી એજ વધારે લાભકારક છે. એમ સમજી નીચે કેટલુએક કથન કરૂં છું.

## આ અધ્યાત્મ રહસ્ય સમજાવનારાં પુસ્તકના કર્ત્તા રા. રા. મધુવચરામ બળવચરામજીનું ટુંકું જીવન ચરિત્ર.

આવાં ઉત્તમ પ્રકારના પુસ્તક સાથે જોડાય. એવી મારી અંતઃકરણની ઈચ્છા હોવાથી એમનું વૃતાંત મેળવી નીચે પ્રમાણે જનસમૂહ આગળ મુકવાની રજા લઉં છું. એવાં ચરીત્રો ભવિષ્યની પ્રજાને અનુકરણીય થઇ પડે. એટલા માટે ઈંગ્લાંડ જેવા દેશોમાં મહાન પુરૂષોના ચરીત્રો લખી બહાર પાડવાનો રીવાજ દરેક વ્યક્તિ સમજે છે. આપણા દેશમાં હજી એની શરૂઆત થવા માંડી છે. આવાં જીવન ચરીત્રો વાંચવાથી અને તે પ્રમાણેનું વર્તન રાખવાથી મનુષ્ય જીવ પોતાની ઉન્નત્તિ સહેલથી કરી શકે છે. સંસાર સમુદ્રમાં નિરાશ થતો નથી. અને બીજાઓના દ્રષ્ટાંતો લઇ એ પોતાનું નાવ શાંન્તિ અને ધીરજથી આગળ ચલાવવા શક્તિવાન થાય છે.

રા. રા. મધુવચરામજીના જયેષ્ઠ પીતા નંદવચરામ સ્ટાંપ વેન્ડર હતા. અને પીતા વકાલતનો ધંધો કરતા હતા. એઓ હાલ જે મકાનમાં રહે છે. તેની સામેનું મકાન જે સુરત શહેર વસવાના સમયનું એટલે લગભગ ૩૦૦) વરસ ઉપરાંતનું છે. તેમાં તેઓ રહેતા હતા, તેઓ જ્ઞાતે વડનગરા નાગર બ્રાહ્મણ ગૃહસ્થ હતા. એમના પીતા શરૂઆતમાં કડોદ અને તે પછી નાનપુરાની ગુજરાતી શાળામાં મેહેતાજી તરીકે કામ કરતા હતા. દરમ્યાન પોતાનો અભ્યાસક્રમ ચાલુ રાખી તેમણે વકીલાતની પરીક્ષા પસાર કરી હતી.

રા. મધુવચરામજીનો જન્મ શંવત ૧૯૦૪ ના શ્રાવણ વદી ૦)) ને દિવસે થયો હતો. શરૂઆતમાં એમણે ગોપીપુરા ઘોઘારાણાની છીપવાડમાં આવેલી ભાઇ મહેતાને નામે ઓળખાતી શાળામાં શરૂઆતની કેલવણી લીધા પછી હાલની નંબર ૧ની શાળા કણપીઠમાં હતી ત્યાં રા. ત્રીપુરાશંકર હેડમાસ્તર હતા તેમાં દાખલ થયા હતા. ત્યાં ત્રણ ચાર ચોપડી શિખવા પછી એક દિવસ એઓ પોતાના પીત્રાઇ રા. રા. સુમુખરામ નવનીતરાય, આસ્તીકરામ શોભારામ, અને હળધરરામ વિદ્યારામ વગેરે સાથે અત્રેની અંગ્રેજી હાઇસ્કૂલ જોવાને ગયા. જે વેળા તે શાળાના હેડમાસ્તર મી. ગ્રેહામ અને ક્લાર્ક મી. મનચેરજી બેહેરામજી હતા મી મંચેરજીને રા. મધુવચરામ સાથે વાતચીત થતાં તેમનું લક્ષ એમના પ્રત્યે આકર્ષાયું. અને એમનું નામ વગર પુછે તેમણે શાળામાં દાખલ કર્યું. તે વેળા એમનું નામ મધુ કૃષ્ણવચરામ હતું એ નામ તેમને લાંબું લાગવાથી "કૃષ્ણ" શબ્દ કાઢી નાંખી મધવચરામ નામ રાખ્યું. હાઇસ્કુલમાં ૬-૭ વર્ષ અભ્યાસ કર્યા પછી શને ૧૮૬૩ માં પહેલવહેલાં મેટ્રીક્યુલેશનની પરીક્ષા આપવા માટે ગુજરાતમાંથી જે વિદ્યાર્થીઓને મોકલ્યા તેમાં સુરત હાઇસ્કુલમાંથી કેટલાએક માસ્તરો તથા છોકરાઓને મોકલ્યા હતા. જેમાં રા. મધુવચરામ (૧૬ વરસની

વચે), સન્મુખરામ નવનીતરામ, મણીધરપ્રસાદ તાપીપ્રસાદ, બમનજી એદલજી મોદી અને માણેકજી નશરવાનજી વગેરે હતા. એ વેળા મી. રૂનન હેડમાસ્તર હતા. રા. મધુવચરામના પાસ થયાની ખબર મળતાં બીજે દિવસે મી. રૂનને એમને રૂા. ૧૫) ના પગારે આસિસ્ટંટ તરીકે નીમ્યા. બાદ ૧૮૬૪ ના ફેબ્રુઆરીમાં બીલીમોરાની સર રૂસ્તમજી જમશેદજીની નવી અગ્રેજી શાળા ઉઘડી તેમાં રૂા. ૪૫) ના પગારે એમને હેડમા-સ્તર તરીકે નીમ્યા હતા. એમના પીતા તથા એમણે ત્યાં જવા ના પાડવા છતાં તે વેળા મેટ્રીકમાં પસાર થએલા કોઈ ન હોવાથી કેલવણી ખાતાંએ એમને ત્યા જવાની ફરજ પાડી હતી, તે પછી ૧૮૬૫ માં એમને અત્રેની હાઇસ્કુલમાં રૂા. ૬૦) થી મી. રતનરામ જયનંદની જગ્યાએ નીમ્યા પણ મી. રતનરામે પારસી પંચાયત શાળામાં જવા ના પાડવાથી એમને બીજી ગોઠવણ થતાં સુધી રાંદેરમાં રૂા. ૫૦) ના પગારે નીમવામાં આવ્યા. ૧૮૬૫ ના આગષ્ટની પહેલી તારીખે ૪૦ વર્ષની વયે એમના પીતા સ્વર્ગસ્થ થયા હતા. આ વેળા એમની ૧૭ વર્ષની વય હતી તે પછી એમને સપ્ટેમ્બરમાં રૂા. ૬૦) થી સુરત હાઇસ્કુલમા નીમ્યા હતા રાંદેર અને સુરતની નો-કરી દરમ્યાન એઓ હમ્મેશ કવિ નર્મદાશંકરને ત્યાં મી૦ નવલરામ લક્ષ્મીરામ સાથે એકઠા થતા હતા જ્યાં નાના પ્રકારની ચર્ચાઓ થતી હતી. નોકરી દરમ્યાન અભ્યાસ ચાલુ રાખી ૧૮૬૯માં એમણે વકીલાતની પરીક્ષા આપી તેમાં ફતેહ મેળવી હતી. શાળા ખાતાની નોકરી દરમ્યાન એઓ ન્યુસપેપરોમાં લેખો લખતા હતા. મુંબઇ ગેઝેટના સુરતના ખબરપત્રીનું કામ કરતા હતા તેમજ ગુજરાત ટાઈ-મ્સમાં પણ લખતા હતા. ગુજરાત મિત્રના પ્રખ્યાત અધિપતિ મી૦ દીનશાહ તાલીઆરખાન જ્યારે માંદા પડયા ત્યારે તે પત્રના અધિપતિ તરીકેનું છ માસ સુધી એમણે કામ કર્યું

હતું. ઉપરાંત વિદ્યા વિલાસ નામનું માસીક પ્રગટ કર્યું હતું તે વેળા કંઈક કવિતાના પુસ્તક ઐતિહાસ ભુગોળનો ભાગ પહેલો એમણે બહાર પાડયો હતો. શને ૧૮૭૩માં એમણે શબજડજ તથા હાઈકોર્ટ પ્લીડરની પરીક્ષા પસાર કરી, શને ૧૮૭૫માં પહેલવહેલા એઓ ધોળકાના કામચલાઉ શબજડજ નીમાયા હતા. થોડા મહિના ત્યાં રહ્યા પછી એમની કામચલાઉ નીમણુંક કપડવંજમાં થઈ હતી. તે પછી થોડાક મહિના એમણે સુરત ખાતે વકીલાતનો પાછો ધંધો કર્યો હતો. વકીલાતના ધંધા દરમ્યાન એમને જામનગરના ચીફ જસ્ટીસ તરીકે રૂા. ૫૦૦)ના પગારે નીમવાની માંગણી મરહુમ હાઈકોર્ટના પહેલા દેશી જડજ મી૦ નાનાભાઇ હરીદાશ મારફતે થઇ હતી પણ એમણે એ પદ સ્વિકારવાને ના પાડી હતી.

એ પછી વડોદરાના પ્રખ્યાત દીવાન સર ટી૦ માધવરાવે પોતાની પાસે એમને બોલાવીને પોતાના હાથ હેઠળ રૂા. ૪૦૦) ના પગારે જુડીશીઅલ ખાતાના સેક્રેટરી તરીકે નીમવાની ઈચ્છા બતાવી. પરંતુ એમણે આભાર સહીત તે સ્વિકારવા ના પાડી હતી, જે ઉપરથી દીવાન સાહેબે એમને જણાવ્યું હતું કે "તમારી વિદ્વતા અને કાબેલીઆતે મારા મન ઉપર એટલી બધી અસર કરી છે કે વડોદરા રાજ્યને તમારા જેવા ગૃહુસ્થની નોકરીનો લાભ ન મળે તે માટે હું ઘણોજ દલગીર થાઉં છું."

કપડવંજમાં એઓ ત્રણ વર્ષ રહ્યા તે દરમ્યાન શંવત ૧૯૩૩માં પડેલા ભારે દુકાળ પ્રસંગે ગરીબોનું રક્ષણ કરવાના સંબંધમાં એમણે કરેલા સ્તુતિપાત્ર બંદોબસ્તથી ત્યાંના કલેકટરે એઓના ઉપર ખુશ થઈ સરકારમાં કરેલાં લખાણુથી નામદાર સરકારે એમને ધન્યવાદ દેનારો ઠરાવ બહાર પાડયો હતો. ૧૮૬૯થી ૭૬ સુધીમાં મુંબઇમાં ગેઝેટીઅરને માટે જૈનો, સ્વામીનારાયણ અને સાહુકારો. એ વિષય ઉપર ખાસ લખાણો

મી૦ કેમ્બેલે માગવાથી એમણે લખ્યાં હતાં, જે સારી પ્રસંસા પામ્યા હતા અને જેને માટે ગેઝીટીઅરના તે સમયે પ્રસિધ થયલાં વાલ્યુમની એક પ્રત સરકાર તરફથી એમને ભેટ મળી હતી વળી કરાર અને એવીડન્સના કાયદાના તરજુમા ભુલ ભરેલા છે કે કેમ ? તે વિષે સરકારે જીલ્લા જડજોના અભિપ્રાય માગેલા તે ઉપરથી તે વેળાના અત્રેના જડજ મી૦ મેકફરસને વકીલમંડળમાં એમનોજ રીપાર્ટ માગ્યો હતો. જે ઉપરથી એમણે કાયદાના તરજુમા ઉપર ઘણી સારી બાહોશીથી લંબાણુ રીપોર્ટ સરકારને કર્યો હતો. જે મી૦ બર્ડઉડ સાહેબે ઘણા સારા અભિપ્રાય સાથે સરકારને મોકલ્યો હતો. સરકારે તે ઉપરથી એ બન્ને કાયદાનો ફરીથી તરજુમો કરવા ઠરાવ્યું હતું. ૧૮૭૯માં કપડવંજથી બોરસદમા સબ પ્રોટેમ જડજ તરીકે રૂા ૩૦૦)થી નીમાયા હતા. જ્યાંથી ૧૮૮૦માં અંકલેશ્વર બદલી થઈ હતી. એ દરમ્યાન "નૃસિંહ નાટક" લખવા ઉપરાત "રત્નાવળી નાટક"નો તરજુમો કર્યો હતો. જે અંકલેશ્વર આવવા પછી છપાવ્યાં હતા. ૧૮૮૫માં સરકારે રૂા. ૪૦૦)ના પગારે શબજડજ તરીકે બહાલ કીધા તે વેળા "આશિરવાદ" નાટક રચ્યું હતું.

અંકલેશ્વરથી એમની બદલી વલસાડ થઈ, ત્યારે ફ૦ ક૦ શબજડજના પદ ઉપર એમને નીમવાની માગણી થઇ હતી તે એમણે નહિં સ્વિકારતાં વલસાડ ગયા હતા. એઓ અંકલેશ્વરમાં હતા, ત્યારે કાઠીઆવાડમાં થનારી વકીલોની પરીક્ષાને માટે ત્યાંના પોલીટીકલ એજંટ કર્નલબાર્ટન સાહેબે એ પરીક્ષા માટે બે હોશિઆર જડજની સરકાર પાસે માંગણી કરતાં અત્રેના જીલ્લા જડજ મી૦ મેકફરસને એમને તથા ચુનીલાલ માણેકલાલને પસંદ કરી મોકલ્યા હતા. એ પછી એમણે પોતાની વલસાડની જગ્યાનો ચાર્જ લીધો હતો. વલસાડમાં સાડાત્રણ વર્ષ રહ્યા તે દરમ્યાન "સુવાસિકા" અને "જ્યુબીલી

તરંગણી" નામનાં બે કાવ્યના પુસ્તકો એમણે પ્રગટ કર્યાં હતાં, ઉપરાંત હોમર ઇલીયડના ૩ સર્ગનું કવિતા રૂપે ભાષાંતર કર્યું હતું. જે અદ્યાપી સુધી પ્રસિદ્ધ થયું નથી. પણ જેનો લાભ પ્રજાને આપવામાં આવે એવી આશા આપણે રાખીશું. ૧૮૮૯માં એમની બદલી ભરૂચ થઇ હતી.

એ દરમ્યાન એટલે શને ૧૮૮૯ના એપ્રીલ માશની તા૦ ૬ ઠી ને શનીવારે સુરતમાં મોટી આગ લાગી હતી અને તેમાં બરાનપુરી ભાગળ, હરીપુરા, વગેરે લત્તાનો નાશ થયો હતો. તે વેળા પ્રજાના સંકટના સમયે એમણે ગરીબોના હિતને માટે ઘણો શ્રમ લીધો હતો. મુંબઇની હાઇકોર્ટના પ્રખ્યાત વકીલ મી૦ શાન્તારામ નારાયણ તે વેળા સુરત આવ્યા અને સંકટમાં સપડાઇ પાયમાલ થએલાઓને તાત્કાળીક મદદ કરવા સંબંધી મરહુમ રા૦ બા૦ ભીમભાઇ કીરપારામ તથા એઓની અને રા૦ રા૦ માણેકલાલ નરોતમદાસની સાથે મળી વિચાર કીધો. અને મુંબઇના સખી ગૃહસ્થોના આશ્રયથી બળી ગએલા લત્તાના લોકો જ્યા પડેલા હતા. ત્યાં જઇ એમણે અને રા૦ માણેકલાલે જાતે ફરી પૈસાની મદદ આપી હતી. તેમાં ઉચા કુટુંબના આબરૂદાર જેઓ ખુલ્લી રીતે મદદ ન લઈ શકે તેમને યુકિતથી નાણાની મદદ પહોંચાડતાં હતા. આ બેઉ ગૃહસ્થોનો મુંબઇના સખી ગૃહસ્થોને એટલો બધો વિશ્વાસ બેઠો હતો કે હીસાબ રાખવાની પ્રથમથીજ ના પાડી હતી. તે પછી નવાં ઘરો બાંધવા માટે લોકોને કેવી તરેહની મદદ આપવી એ વિષે માજી કલેકટર મી૦ વીન્ચેસ્ટરે એમની સલાહ લીધી હતી એટલુંજ નહિં પણ જરૂર પડવે ગમે તે વખતે રાત્રે પણ જગાડશો તો જાગવા જણાવ્યું હતું. એમણે તથા રા૦ માણેકલાલે લોકોને થએલા નુકશાન, તેમની હાલત અને મકાન બાંધવાને કેટલો ખરચ તથા મદદ જોઈશે તેની જાતે ફરી તપાસ કરી એક પત્રક અને તપાસની નોંધ બનાવ્યાં

હતાં. જે મુંબઇમાં મળેલી ગંજાવર સભામાં રજુ થતાં એમની પ્રસંશા કરી એમના કામ માટે સંતોષ બતાવવામાં આવ્યો હતો.

એમની બદલી ૧૮૯૦માં સુરત થવા પછી પાંચ વર્ષ સુધી અત્રે સે. ક. શબજડજ તરીકે કામ કર્યું હતું. જે દરમ્યાન એમણે "ચંદાખ્યાન" લખ્યું હતું ૧૮૯૪માં એઓ થીઓસોફીકલ સોસાયટીમાં દાખલ થયા હતા અને અત્યાર સુધી એઓ દ્રઢ આગ્રહથી સોસાયટીનું કાર્ય કરતા રહ્યા છે. ૧૮૯૪ માં સુરતમાં એક મોટું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. જે ભરવામાં એમનો અને રા. બા. ભીમભાઇ કીરપારામનો ઉપદેશ હતો. અને તેથી તેને માટે પૈસા ભેગા કરવા તથા પ્રદર્શન પૂર્ણ રીતે ફતેહમંદ બનાવવામાં એમણેજ આગળ પડતો ભાગ લીધો હતો જેના વધારાના નાણાં એમના અને માજી સેક્રેટરી મી. નનુમીઆં જેઓ જોઈન્ટ સેક્રેટરી હતા. તેમને નામે મ્યુ. માં મુકયાં હતા એ રૂપીઆમાંથી પારેખ હુન્નરશાળામાં સારી રકમ અપાયા છતાં એક મોટી રકમ હજુપણ અનામત એમને નામે છે.

૧૮૯૫ માં એમની બદલી ખેડે થઇ. ત્રણ વર્ષ ત્યાં રહેવા પછી ૧૮૯૮ ના જુન માશમાં એઓ અત્રેના સે. ક. સબ જડજના પદ ઉપર આવ્યા હતા. જે દરમ્યાન સ્માલકાજ કોર્ટના બાહોશ જડજ મી. બરજોરજી એદલજી મોદી સ્વર્ગસ્થ થયા હતા તેથી એમણે તે જગ્યાનું કામ કર્યું હતું.

શને ૧૯૦૨ ના શપ્ટેમ્બર મહિનામાં પેન્સન ઉપર રીટાયર થવા માટે રીપોર્ટ આપ્યો હતો જે તે વખતના જી. જડજ મી. હાર્વેએ એમને બોલાવી પોતાનો રીપોર્ટ પાછો ખેંચી લેવડાવ્યો હતો. બાદ એમની બદલી વાગરે કરવામાં આવી હતી અને તે વખતે ત્યાં જવા ચોખ્ખી ના પાડી. પેન્સનપર જવાનું નક્કી કર્યું હતું. જડજ મી. હાર્વેએ બદલી મોકુફ રાખવા કબુલત આપી તે છતાં પેન્સનપર જવાનો એઓનો

આગ્રહ કાયમ રહ્યો અને તે પ્રમાણે તા. ૪ થી મે ૧૯૦૩માં એઓ પેન્સનપર રીટાયર થયા હતા. હાલમાં જ્યારે ૫૫ વર્ષની ઉમર પુરી થતાં કેટલાકો નોકરીમાં વધુ રહેવા માટેની માગણીઓ અરજીદ્વાર કરી નોકરી કર્યા જાય છે. તેમ એમણે કર્યું ન હતું પણ પેન્સન લેવાનો મૂળ ઉદ્દેશ લોક લાગણીને લીધે પરમાર્થનાં કાર્યો બાકી રહેલી જીંદગીમાં કરવાં એજ હતો અને તે ઉદ્દેશ જાહેર પ્રજાએ નજરે જોઇ લીધો છે. એટલે વધારે લખવાની જરૂર નથી.

સુરતમાં સબ જડજ તરીકે રહ્યા તે દરમ્યાન એમણે શ્રીમદ્ ભગવદ્ગીતા, ઉત્તર ગીતા, અને કઠોપનિષદ્નું ટીકા સહીત ભાષાંતર કર્યું હતું. અને હૃદયવિનોદ ભાગ ૧ અને ૨ જો પ્રસિદ્ધ કર્યા હતા. આ ઉપરાંત એમણે સુરત થીઓસોફીકલ સોસાયટી ( સનાતન ધર્મ સભા ) માં ભરૂચ, નવશારી, અમદાવાદ વગેરે સ્થળે ધર્મને લગતાં અસરકારક વ્યાખ્યાનો આપ્યાં હતાં. અને હજીપણ પેન્સન લીધા પછી નાંદોદ. ભાલોદ નવશારી, મુંબઇ વગેરે સ્થળે જઇ વ્યાખ્યાનો આપે છે.

એઓ વલસાડમાં નીમાયા હતા તે સમયે ત્યાં બે મોટા પક્ષો પડેલા હતા. તેથી અધિકારી વર્ગને ઘણી મુશીબતો વેઠવી પડતી હતી પણ એમણે પોતાની રીતભાત એવી ઉત્તમ પ્રકારની રાખી હતી કે જેથી કોઇને નારાજ થવાનું કારણ મળે નહિં તમામ લોકો એમનાથી એટલા બધા સંતોષ પામ્યા હતા કે વલસાડથી એમણે ચાર્જ છોડતી વેળા એમના ઘરથી તે સ્ટેશન સુધીના રસ્તાપરથી જતાં લોકોએ પુષ્પવૃષ્ટીથી વધાવી લઇ વિદાય કરવા આવ્યા હતા એટલેથીજ સંતોષ નહિં પામતાં એમના માન માટે ઠેર ઠેર મેલાવડાઓ કરવા ઉપરાંત સ્ટેશન ઉપર પણ ઘણા લોકોનો જમાવ થયો હતો. અને ત્યાં એમને પુષ્કળ માન હારતોરાથી આપ્યું હતું વળી દેવકીનંદન મહારાજની ખાસ આજ્ઞાથી વૈષ્ણવ મંડળે મહારા-

જશ્રી તરફથી તેમની છબી વગેરે આપીને માન આપ્યું હતું એટલાથી પણ લોકો સંતોષ નહિં પામતાં કેટલાએક સુરત સુધી વળાવવા માટે આવ્યા હતા. અને નવશારી સુધીના દરેક સ્ટેશને લોકો એકઠા થઈ એમને હારતોરા આપી પુષ્પથી વધાવી લેતા હતા એજ પ્રમાણે અંકલેશ્વરથી હાંસોટ ગયા ત્યારે પણ એમને સોના રૂપાના પુષ્પથી વધાવી લીધા હતા. આ ઉપરથી અધિકારી વર્ગે ધડો લેવાનો છે કે બધી પ્રજાના ઉપર સમાન દ્રષ્ટી રાખી ચાલવાથી કોઈ પણ પ્રકારનો અસંતોષ લોકોને મળતો નથી.

એમણે રીટાયર થયા પછી ૧૯૦૪ માં નવાપુરાની ગોલવાડમાં મોટી આગ લાગી, તે બળી ગઇ તે દીવસે કેટલાએક સદ્‌ગૃહસ્થોની મદદથી લોકોમાં ચવેણું વહેંચવાની ગોઠવણ કરી હતી એટલુંજ નહિં પણ તે પછી કેટલાએક દિવસ સુધી તમામ લોકોને ખોરાક મળે તે માટે ગોઠવણ કરી હતી જેનો લાભ નિત્ય ગરીબ ગોલાઓ લેતા હતા. એઓ અત્રેની એન્ડ્રુસ લાયબ્રેરીના મેનેજીંગ કમીટીના એક મેમ્બર હતા અને રા. બા. નગીનચંદનો હોલ બંધાવવામાં એમણે સારો પ્રયત્ન કર્યો હતો અને એ હોલના ટ્રસ્ટના એક ટ્રસ્ટી તરીકે પણ કામ કર્યું હતું.

વાંચક વર્ગને જણાવવાની અગત્ય નથી કે હાલમાં ધર્મ અને નીતિની કેલવણીની ભારે ચર્ચા ચાલી રહી છે ત્યારે તે કેલવણીનો પ્રચાર કરવાને એમણે પોતાનો પ્રયાસ વારંવાર જારી રાખ્યો છે થોડાક વખત ઉપર મુંબઇની એક કમીટીએ ધર્મ-નીતિની કેલવણીના સંબંધમાં જાહેર પરીક્ષા લેવાની શરૂઆત કરી હતી તેમાં ઉગતી વયના જુવાન છોકરાઓને બેસાડવાને એમણે ઘટતી યોજના તૈયાર કરી હતી અને તે પરીક્ષાનું સંતોષકારક પરીણામ આવી સુરતના વિદ્યાર્થીઓએ મુંબઈના વિદ્યાર્થીઓ સાથે ઘણી સારી રીતે હરીફાઇ કરી

ઇનામો મેળવ્યાં હતાં જે ઇનામો આપવાનો મેલાવડો થયો હતો જેમાં લોકોએ ભારી ઉત્સાહ બતાવી ભાગ લીધો હતો અને નવાબી થીએટર ચીકાર ભરાઈ ગયું હતું. પ્રજાની ઉન્નત્તિના ચળકતા ભવિષ્યનું આ એક ઉત્તમ પ્રકારનું પગલું એમણે ભર્યું છે. અને વલસાડ, નવશારી, કઠોર, પલશાણા, રાંદેર વગેરે સ્થળોએપણ એ પરીક્ષા લેવાની ઉત્તમ પ્રકારની ગોઠવણો એમણે કરી છે કે જે હજી પણ ચાલુજ રહી છે. જે માટે એમને કાંઈ થોડો ધન્યવાદ સુરતી પ્રજાનો ઘટતો નથી. આપણી સુરત મ્યુ. પ્રા. શાળાઓમા અપાતાં શિક્ષણમાંથી ધર્મનીતિ જેવી અગત્યની કેલવણીને અલગ રાખી હતી તે બંધન સરકારે પુખ્ત વિચાર ચલાવી દુર કીધા પછી તેનો લાભ લઇને એમણે આપણા શહેરની મ્યુ. ગુજરાતી છોકરા છોકરીઓની શાળામાં એવી જાતનું શિક્ષણ દાખલ કરવાને મોટો પ્રયત્ન કીધો છે જેમા મ્યુ. શાળા બોર્ડ અને મુખ્યત્વે કરી તેમના બાહોશ ચેરમેન રેવરંડ ડા. જોન શીલેડીએ એમના એ પ્રયત્નમાં સફળ થવા સરખી મદદ આપી છે અને એમની માગણીથી દરેક શાળામાં ધર્મનીતિનું શિક્ષણ આપવાની ગોઠવણો કરવાની પરવાનગી આપી છે જેનો લાભ લઇને આપણે ત્યાની ઘણી શાળાઓમાં હાલમાં એવું શિક્ષણ આપવાની ગોઠવણ ચાલુ છે આવા કાર્યને મદદ આપવાની જાહેર પ્રજાની ફરજ છે. જે ફરજ બજાવવાની ના પાડવામા આવશે નહિ.

રા. બા. મુકુંદરાય મણીરાયના સ્વર્ગસ્થ પછી અત્રેના મહાજન બાળાશ્રમના પ્રેસિડેન્ટનો માનવંતો હોદ્દો બાળાશ્રમ કમીટીના સદ્‌ગૃહસ્થોએ આપવામાં મોટું ડહાપણ વિચાર્યું છે જે હોદ્દો અદ્યાપી સુધી એઓ ઘણાજ ઉત્તમ પ્રકારે ભોગવે છે.

વળી અત્રેના ગરીબ કારીગર વર્ગના છોકરાઓ જેઓ ગરીબાઇના સબબે દિવસની શાળામાં કેળવણી લેવાને અશક્ત હતા તેવા ગરીબ વર્ગના છોકરાઓને કેળવણી આપવા માટે

ની કેવા પ્રકારે યોજના કરવી તેનો પુખ્ત વિચાર કરી એવી એક રાત્રીશાળા નવાપુરા ગોલવાડમાં ખોલી અને એની આ બાદ સ્થિતી જોઈ શાળાના ખરચની ગોઠવણ માટે યોગ્ય બંદોબસ્ત કરી બીજી એક શાળા સલાબતપુરામાં અને આગળ વખત જતાં ત્રીજી એક શાળા સગરામપુરામાં ખોલી. આ ત્રણે શાળા અદ્યાપિ સુધી સારા પાયાપર ચાલે છે. કેળવણી ખાતાના મેહેરબાન ડીરેકટર સાહેબ તેમજ ઈન્સ્પેકટર સાહેબ તેમજ ડેપ્યુટી એ. કે. ઈન્સ્પેકટર સાહેબોએ મુલાકાત લઈ પોતાનો સંતોષ જાહેર કરી બેશી નહીં રહેતા એ ત્રણે શાળાને ગ્રાંટ આપવામાં દાખલ કરી છે વળી અત્રેની મ્યુ. તરફથી પણ ગ્રાંટ આપવામાં આવી છે. એટલે હાલતો એ શાળા પગભર થઈ છે. આ સઘળું કાર્ય કરવામાં મૂળ મદદ મુંબઈના પ્રખ્યાત ધાર્મીક લાગણીવાળા શેઠ ધર્મસિંહ મોરારજી ગોકુળદાસ તરફની હતી જે મદદ એમના મરણબાદ એમના લાયકીવાળા પુત્ર શેઠ રતનસિંહે હજી પણ આપવી ચાલુ રાખી છે.

એઓ હાલ મોટા બોહોળા કુટુંબવાળા ગૃહસ્થ છે એમના વડીલ પુત્ર રા. ઈંદ્રવદનરામ ગુજરાત તાલુકાદારી સેન્ટલમેન્ટ ઓફીસરના હેડ કલાર્કનો માનવંતો હોદ્દો સારી નિષ્ઠાથી બજાવે છે. અને સરકાર તેમજ લોકના સરખાજ માનીતા થઈ પડયા છે. રા. મધુવચરામજીની લાંબી ૬૬ વર્ષની વય છતાં પણ એમનો બોલવાનો અવાજ એટલો બધો છે કે હજારો માણસની સભામાં દરેક માણસ એમનું બોલવું સાંભળી શકે છે. ગુજરાતી સાહિત્ય પરીષદને સુરતમાં બોલાવવા માટેની મીટીંગ પાટીદાર પરીષદના ગંજાવર મંડપમાં ભરાઇ હતી ત્યાં એમને પ્રમુખપદ આપવામાં આવતાં સુરતની જુની સાહિત્યની તવારીખ એમણે રજુ કરવાથી સર્વે કોઈ સાંભળી આશ્ચર્ય પામ્યા હતા. લુણાવાડાના બ્રહ્મનિષ્ઠ બ્રહ્મચારી મહારાજ પૂર્ણાનંદજીને

માનપત્ર આપવાના મેલાવડામાં એઓએ આપેલા બોધરૂપી વ્યાખ્યાનથી શ્રોતા જનોના મન ઉપર ઉંડી છાપ કોતરાઇ હતી. અને સર્વેએ એકે અવાજે એમને ધન્યવાદ આપ્યો હતો.

આ પ્રમાણે રા. મધુવચરામજીનું ટુંક જીવન ચરિત્ર જોતાં એઓએ સરકારની એક નિષ્ઠાથી કરેલી નોકરી તેમજ નોકરી દરમ્યાન પણ એમની કામ કરવાની કાળજી અને આગ્રહ કેટલાં બધા બળવાન હતાં તે જણાઈ આવે છે. નોકરી પરથી રીટાયર થયા પછી પણ એઓ શિથીલ નહિં પડી જતાં પરોપકારના કાર્યમાં મંડયા રહ્યા અને હજી સુધી પોતાના જ્ઞાનનો લાભ જાહેર પ્રજાને આપવા માટે પાછળ પડતા નથી પુસ્તકો લખી, વ્યાખ્યાનો આપી, કવિતાઓ લખી, તથા જુદા જુદા મંડળોમાં વાતચીતોથી પણ અધ્યાત્મ જ્ઞાનનો લાભ આપતા રહે છે. મોટી ઉમર થવા છતાં પણ એઓ હજી તનદુરસ્તી ભોગવે છે તેનુ કારણ લોક લાગણી, પ્રેમ, દયા, અને એવા બીજા ઉંચા સદ્‌ગુણોનું સેવન એજ છે એઓ મોટા સાથે મોટા અને નાના સાથે નાના એ પ્રમાણે સાદાઈથી વર્તના હોવાથી સૌ કોઇ એમની મુલાકાતનો લાભ વગર હરકતે લઇ શકે છે. એઓએ અત્યાર સુધીમા બહાર પાડેલા અને નહિ પાડેલાં પુસ્તકો લખ્યાં છે જેની ટીપ નીચે આપવામાં આવી છે.

૧ નૃસિંહ નાટક (ગદ્ય પદ્યાત્મક)
૨ આશિરવાદ નાટક એજન
૩ રત્નાવલી નાટીકાનું ભાષાંતર એજન
૪ ઉત્તરગીતાનું ભાષાંતર
૫ શ્રીમદ્‌ભગવદ્ ગીતાનું સરળ ભાષામાં ભાષાંતર રા. રા. મનમોહનદાશ દયાળદાશ તરફથી પ્રસિદ્ધ થએલુ.
૬ કઠોપનિષદ્‌નું ભાષાંતર સમજુતી સાથે
૭ જુબીલી તરંગીણી (કવિતામાં)
૮ સુવાસિકા ,,

૯ હૃદય વિનોદ ભા. ૧
૧૦ એજન ભા. ૨
૧૧ એજન ભા. ૩ છપાવવાનો છે.
૧૨ શ્રી સનતસુજાત. ગુજરાતીમાં ટુકી સમજ સાથે (છપાય છે.)
૧૩ માર્ગ પ્રકાશિકા (લાઇટ ઓન ધી પાથનું ભાષાંતર સમજ સાથે.)
૧૪ શ્રી કૃષ્ણ દર્શન તથા રામાયણ રસ બિન્દુ
૧૫ શ્રી મહેશ્વર મહિમા
૧૬ નીતિ રત્નમાળા
૧૭ ધર્મ નીતિ બોધિની ભા. ૧
૧૮ એજન ભા. ૨
૧૯ એજન ભા. ૩
૨૦ રાજ્યાભિષેક ગીત
૨૧ જગદંબાના ગરબા
૨૨ ચ દ્રાખ્યાન (છાપવાનું)
૨૩ શ્રી જગદ્‌ગુરૂનું અભિગમન

ઉપર પ્રમાણેના પુસ્તકો લખ્યાં છે અને હજી પણ પરમેશ્વરની કૃપા હશે તો બીજાં લખી સમય આવતાં બહાર પાડી પોતાના જ્ઞાન અને અનુભવનો જનસમાજને લાભ આપવા એઓ શક્તિમાન થશે

આ રીતે એમણે પ્રજાના સંકટના સમયમાંજ માત્ર નહિ પણ ધાર્મીક અને નૈતીક સ્થીતીના શીથીલ પડી ગએલા જુસ્સાને ઉશ્કેરી તેમની ધર્મ પ્રત્યેની લાગણી યા અનાસ્થાને છોડાવવાને જે પ્રયત્ન લે છે તે તેમજ એમની પરમાર્થી લાગણીઓ એટલી તો સ્તુતિપાત્ર છે કે તેનું જેટલું વિસ્તારથી વર્ણન કરીએ તેટલું થોડું છે. આવા ગ્રહસ્થને ઇશ્વર હજી પણ દીર્ઘાયુષ આપો એજ માત્ર અંતરની તે કૃપાળુ પ્રત્યે પ્રાર્થના છે. अस्तु

સુરત તા૦ ૧૧-૭-૧૪ લી. સે.
શંવત ૧૯૭૦ના આષાડ **ભીમભાઈ લાલભાઇ દેશાઈ.**
વદ ૪ ને વાર શની દેહેલાડવાનિવાસી.







# श्री महेश्वर महिमा:

श्री गणेशायनम :
श्री सरस्वत्यैनम :
श्री गुरुदेवायनम :

## कीर्ण—१.

दोहरो.

ગુરૂ બ્રહ્મા ગુરૂ વિષ્ણુને, ગુરૂ ગુણનિધિ મહેશ,
ગુરૂ ગણપતિ ગુરૂ શારદા, શ્રી ગુરૂ શેષ દિનેશ. ૧
સત્ય જ્ઞાન આનંદની, મૂર્તિ જ્યોત પ્રકાશ,
તિમિરહરણ શાંતિ કરણ, ચુરણ કરત જડ પાશ. ૨
દર્શાવે ગુરૂ પરમ પદ, ગુરૂ છે આતમારામ,
શ્રી ગુરૂના પદ પંકજે, કરૂં હું કોટિ પ્રણામ. ૩

પૃથિવ ઉપર અનેક ધર્મો, અનેક માર્ગો, અનેક પંથો સ્થળે સ્થળે પ્રસરી રહી પોતાની સત્તા ચલાવીને મનુષજાતિમાં જુદા જુદા વિભાગ પાડી મહાન્ કલેશ વર્તાવી રહેલા છે. પ્રાણી માત્રનું મૂળ એક છે. સાધારણ રીતે કહેતા સર્વનો કર્તા, સર્વનો પિતા એકજ છે અને એજ પ્રમાણે સર્વ ધર્મપ્રવર્ત્તકો એકે અવાજે ઉચ્ચારણ કરી ગયા છે. આવી રીતે છતાં મનુષ્ય

માત્ર પ્રેમનાં બંધને જોડાયલાં હોવાં જોઇયે તેને બદલે તેમાં જુદાં જુદાં મંડળો પડી ગયલાં છે એ શુ ? અરે એટલુંજ નહિં પણ ધર્મ જે સર્વ પ્રાણી પ્રત્યે પ્રેમ રાખવાનું શિક્ષણ આપે છે તેને બહાને જુદા જુદા મતવાદીઓ એકબીજાની સામે માર્જારોની પેઠે ઘુરકાઘુરકી કરીને લડવાને તત્પર થઇ રહેલા દેખાય છે. અરે ધર્મને નામે મોટા રણસગ્રામોમા રૂધિરની નદીઓ વહી છે. માણસોએ ઘણે પ્રસગે મનુષ્યત્વને તજી દઇને પશુત્વને હોંસથી અને ઊલટથી સ્વિકારી આનદ માન્યો હતો મનુષ્યજાતિ આપણી પૃથ્વિ ઉપર પ્રથમ જ્યારે પ્રગટ થઈ ત્યારે ધર્મના વિષયમાં મતની ભિન્નતા નોતી એમ કહેવાની જરૂર નથી. આજકાલ ઘણા જનોની એવી માન્યતા છે કે માણસ જાતિની ઉત્પત્તિ થઈ ત્યારે માણસ કેવળ અજ્ઞાન હતો અને ઈશ્વર સબધી તેને જરા પણ ભાન નોતુ. સૃષ્ટિની અનેક રચના પ્રત્યે તેનુ લક્ષ ખેચાતા તે આશ્ચર્ય પામવા લાગ્યો અને કેટલાક બનાવોથી તેને ભય પણ પ્રાપ્ત થયો આનુ પરિણામ એ આવ્યુ કે અનેક વસ્તુઓમા જેજે ગુપ્ત શક્તિઓ પ્રકાશી રહેલી છે તેતે શક્તિઓના રહસ્ય અને મૂળને નહિ સમજતાં તેતે વસ્તુઓને તે પૂજવા લાગ્યો. આગળ જતા નવનવા અનુભવોથી તેની બુદ્ધિ ખીલતી ગઈ અને અતે ઈશ્વર વિશે ઊચા વિચારો તેનામા આવવા લાગ્યા. આ પ્રમાણે માનનારાઓ એટલો વિચાર નથી કરતા કે ઈશ્વર–જગતનો કર્તા–પ્રાણી માત્રનો પિતા–પ્રેમની મૂર્તિ–પુરણ કૃપાળુ–કરૂણા નિધી–પોતાની પ્રિય પ્રજાને અજ્ઞાનની પીડામા પીલાતા કેમ જોઈ શકયો ? અરે ! તે સર્વજ્ઞ છે, ભૂત, વર્તમાન અને ભવિષ્ય તેને અજાણ્યુ નથી, અને તેથી અજ્ઞાનના અધારામા મારી પ્રજા કષ્ટ પામશે અને ગોથા ખાશે એમ શુ તે સમજતો નોતો ? જો સમજતો હતો તો એવુ થવા નહિ પામે તેને માટે તે પ્રથમથીજ યોજના કરી રાખે એજ સ્વભાવિક છે. એટલાજ માટે પુરાણોમા વારવાર

કથન કરેલું છે કે સિદ્ધ પુરૂષો અદૃષ્ટ રહી પૃથ્વિ ઉપર ફરે છે અને ધર્મની વ્યવસ્થા કરવા માટે પ્રત્યેક મન્વંતરમાં ધર્મોપદેશના અધિકાર ઉપર સપ્તરૂપી રહે છે. મન્વંતરોમાં પૃથ્વી ઉપર લોક સૃષ્ટિનો વિસ્તાર કરનારા જે ધાર્મિક મનુ તથા સપ્તરૂષિઓ ધર્મની વ્યવસ્થા ચલાવવા રહે છે તેઓનેજ "શિષ્ટ" શબ્દ લાગુ પડે છે એમ મત્સ્ય પુરાણના ૧૪૫માં અધ્યાયમાં સમજાવ્યુ છે જ્યારે જ્યારે નવી મનુષ્ય જાતિ થાય છે ત્યારે ત્યારે તે જાતિના મનુષ્યોને જવાનો માર્ગ પ્રથમથીજ દર્શાવવા માટે દૈવી વ્યક્તિઓ અવતાર ધારણ કરી રાજ્ય કર્તા અને આચાર્યરૂપે દર્શણ દે છે. તેઓ પોતાના અ શિજન પુત્ર અને શિષ્યોને પોતપોતાનુ કાર્ય સોપીને સમય આવતા પોતાના મૂળ ધામે પધારે છે, અને એ રાજપુત્રો અને શિષ્યો પણ એજ પ્રમાણે કરે છે જ્યારે તે જાતિ બાલ્યાવસ્થા વીતી જતા આગળ વૃદ્ધિ પામે છે ત્યારે આવી દૈવિ વ્યક્તિઓ પૃથ્વી ઉપર ઊતરતી બધ થાય છે. મિસર, ખ્યાલડીઆ, ગ્રીસ, વગેરે દેશોમા એટલાજ માટે પૂર્વ થઈ ગયલા રાજાઓને ઈશ્વરના સ્વરૂપ માનવામાં આવતા હતા. એ રાજાઓ બ્રહ્મવિદ્યા અથવા ગુપ્ત વિદ્યામા પ્રવિણ હતા. સાપ ચાલી ગયા છતા તેના રહી ગયલા લીસોટા ઈતિહાસદ્વારાએ આપણને દૃષ્ટિગોચર થાય છે. પીર્હસ પોતાનો પગ અરકાડી દર્દીના દર્દ મીટાડતો હતો. વેસ્પેશિયન અને હેડ્રીઅન, અમુક શબ્દનું ઉચ્ચારણ કરીને, આંધળાને આખ અને પાગળાને પગ આપતા. હંગરી દેશના રાજાઓ કમળો નરમ પાડી દેતા હતા. સ્પેનના રાજાઓ ભૂત કહાડવાની શક્તિ ધરાવતા હતા. આ ઉપરથી સિદ્ધ થાય છે કે જેને સાધારણ રીતે આપણે ધર્મ કહીએ છૈએ તે શિરૂઆતમા એકજ હોય છે, અને તે સાધારણ મનુષ્યથી ચાલી આવેલો નથી પણ દૈવિ અને અ શિ પુરૂષોએ ઉપદેશ કરેલો છે, અને તેથીજ તે એક—સર્વદા એક—અને સત્ય છે.

આવી રીતે પરાપૂર્વથી ચાલતો આવેલો, નિત્ય, સત્ય, અવિકારી, અને પૃથ્વી ઉપર વસનારી સમસ્ત પ્રજાનો–માત્ર અમુક એક મંડળનો નહિં–જે ધર્મ તેજ સનાતન ધર્મને નામે પ્રસિદ્ધ છે. એ ધર્મનું પરમપૂજ્ય સ્વરૂપ શ્રી ઋગ્વેદ, આદિ વેદ છે. એ વેદને માટે એમ કહેવાય છે કે તે Bible of Humanity–સમસ્ત મનુષ્ય જાતિનું બૈબલ છે. ઋગ્વેદ મહામૂલ્યના અનંત રત્નનો અપૂર્વ ભંડાર છે; પણ એ ભંડારમા એવાં એવાં છુપા ખાનાઓ છે કે તે ખાનાઓ, તેના જાણકાર–ગુરૂથી મેળવેલાં જ્ઞાન ધારણ કરવાવાળા શિવાય બીજા કોઈને સહજ જણાઈ આવે તેમ નથી. જેવા જુદા જુદાં ખાનાઓ છે, તેવી કુંચીઓ પણ જુદી જુદી છે.

વેદ મનુષ્ય કૃતિ નથી. વેદની માતા ગાયત્રી અને પિતા મહાવાકય છે. એ ગાયત્રી અને મહાવાકય પ્રણવ એટલે ઓંકારથી છે, અને તેથી ઓંકાર વેદના પિતામહ છે જે જે કંઈ કામ, શું નાના કે મોટા, કરવામા આવે છે, તેનો પહેલો વિચાર મનમા થાય છે, પછી તે કેવી રીતે કરવા તેનું બંધારણ મનમા બંધાય છે, અને છેવટે તે કરવાને માટે આજ્ઞા અપાય છે. એ કરવા માટે યોગ્ય સમય કીયો છે, તેનું પરિણામ–ઇચ્છિત પરિણામ કિયા નિયમે કામ લીધાથી આવશે, ઈત્યાદિક સર્વ વાતની રચના પ્રથમ મનમાં રચાય છે આને અવધારણ કહે છે. મન પ્રદેશમા પડેલુ ચિત્ર તે તે છે ગાયત્રી અને મહાવાકય એ રૂપ છે. મોટા કામનું વિશાળ ચિત્ર એક નાનકડા શબ્દમા ઘણીવાર સમાયલુ હોય છે. એ ચિત્રનું વર્ણન વિસ્તારથી પછી કરવામાં આવે છે. ઈશ્વરનું અવધારણ–જાણે તેના મનમાં જે રચના ઝળકી રહેલી છે તેનુ વિસ્તાર પૂર્વક વર્ણન વેદ છે. વેદ શબ્દનો અર્થ જ્ઞાન છે. વેદનું નામ ધારણ કર્તા પુસ્તક વેદ નથી પણ તેના શબ્દમાં જે રહસ્ય, જે જ્ઞાન રહેલું છે તે વેદ છે. ઈશ્વર અનાદિ, સનાતન છે, અને તેથી વેદ પણ અનાદિ

અને સનાતન છે. વિશ્વના કર્તાને પ્રલય સમાપ્ત થતાં વેદનું સ્મર્ણ થાય છે, અને તેને અનુસરીને પછી વિશ્વની રચના રચાય છે. "यथापूर्वमकल्पयत," એટલે પૂરવે-પહેલાના કલ્પમાં જે પ્રમાણે થયું હતુ તે પ્રમાણે કરવામાં આવ્યુ. સૃષ્ટિની રચના કરતાં પહેલાં બ્રહ્માએ તપ કીધુ, અને તેની પાસેથી જતા રહેલા વેદો તેને વિષ્ણુ ભગવાને ફરીથી આણી આપ્યા એવી કથા પુરાણોમાં એટલાજ માટે આવે છે.

શ્રી શાંકરભાષ્યાનુવાદમા अथा तो ब्रह्मजिज्ञासाએ પહેલાજ સૂત્ર ઉપરની ટીકામાં અથ શબ્દનું મંગળરૂપ ફળ થાય છે એમ દર્શાવવા કહ્યુ છે કે —

" ऑंकारश्चाथशब्दश्च, द्वौवेतौ ब्राह्मण:पुरा

कण्ठाभित्त्वा विनिर्यातौ, तस्मान्माङ्गालिकाविमौ ॥

"અથ" અને "ઓમ્" બન્ને શબ્દ બ્રહ્માના મુખમાંથી નીકળેલા છે અને તેથી તે મંગળવાચક છે. એજ પુસ્તકમાં બીજે સ્થળે લખ્યું છે કે 'अस्य महतो भूतस्य निश्वसितमेतद्य-दृग्वेदो यजुर्वेद:सामवेदोऽथर्याङ्गीरस:' ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અથર્વન્, આંગિરસ, એ આ મહાન્ સત્ય બ્રહ્મનુ નિશ્વસિત, શ્વાસમાત્ર છે, અને વળી "ઇશ્વર પોતે રચેલા વેદની આનુપૂર્વી (ક્રમ)નું સ્મરણ કરી તેજ ક્રમે કલ્પના આરંભમા બ્રહ્મા વગેરેને વિશે તેનો પ્રકાશ" કરે છે. આ પ્રમાણે વેદ જે ઇશ્વરનું અવધારણ—જાણે તેના મસ્તકમા રમી રહેલું ચિત્ર, તેના શ્વાસદ્વારા પ્રગટ થતાં બ્રહ્મા તેને ગ્રહણ કરી લે છે. બ્રહ્માથી એ જ્ઞાન ઊતરતું ઊતરતું મનુષ્યલોકમાં આવે છે. મુંડક ઉપનિષદના આરંભમાંજ કહ્યું છે કે બ્રહ્માએ પોતાના જેષ્ટપુત્ર અથર્વનને વેદ શિખવ્યા, પછી બ્રહસ્પતિને એ જ્ઞાન મળ્યું, બ્રહસ્પતિથી ઇંદ્રને, ઇંદ્રથી ભરદ્વાજને, ભરદ્વાજથી રૂષિઓને અને રૂષિઓથી બ્રાહ્મણોને મળ્યું. રૂષિઓને વેદના કર્તા નહિં

કહેતાં માત્ર મંત્રના દૃષ્ટા કહેલા છે તેનું કારણ આ ઉપરથી સહજ સમજાય છે. આપણે જે વેદને જોઇએ છૈએ તે વૈખરી વાણીમાં જોઇએ છૈએ, અને વાણી, પરા, પશ્યંતિ મધ્યમા અને વૈખરી એમ ચાર પ્રકારની છે. એમાં વૈખરી સર્વથી ઉતરતી પંકિતમાં છે, આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે.

અથર્વન્ અને અંગિરસનું કથન આપણા જરતુસ્તી બંધુઓના ધર્મપુસ્તકમા મહાન્ આચાર્યરૂપે આવેલું છે એ વાત પ્રસિદ્ધ છે. ઉપર જે એ નામના રૂષિઓ કહ્યા તે એજ છે.

વેદના અધિકારી સર્વ હોતા નથી, તેમજ ઊત્સાહ અને તેજ બળ કાળચક્રને આધિન છે. નબળા સમયમા તે ઓછા હોય છે આ કારણથી ભગવાન વેદ વ્યાસજીએ પુરાણ રચીને પ્રસિદ્ધ કીધા છે. પુરાણ અરાડ ગણાય છે. ગમે તે પ્રકારનુ પુસ્તક લખીને તેને પુરાણ નામ આપવા માગીએ તો તેમ થઈ શકતુ નથી પુરાણના પાચ લક્ષણ ગણાવેલાં છે.

"સર્ગ તથા પ્રતિ સર્ગને વંશ મનુ પરિમાણ
વળી વંશાનુચરિત મળી, લક્ષણ પાંચ, પુરાણ."

આ પાચ લક્ષણ સ્પષ્ટ કહી આપે છે કે પુરાણનો આધાર વેદ હોવા જોઈએ વળી "પુરાણ" શબ્દનો અર્થ જુનુ, અસલનું, થાય છે, એટલે "સનાતન" શબ્દનો ધ્વનિસૂચક છે. વેદનું રહસ્ય સામાન્ય મનુષ્યો સમજી શકે નહિ તેને તે રહસ્યનું ભાન કરાવનારા પુરાણ છે. કથા વાર્તા સામાન્યજનોને પ્રિય હોય છે અને તેથી કથા વાર્તાથી સંકળિત જ્ઞાન પુરાણમાં આપેલું છે.

ઋગ્વેદમાં શિવ અથવા મહાદેવનુ કથન પ્રથમ દર્શાણે જણાતું નથી. શુકલ યજુર્વેદમાં રૂદ્ર સંબંધી છે. રૂદ્રાધ્યાય જગત પ્રસિદ્ધ છે.

પુરાણ જેનો મુખ્ય આધાર વેદ છે તેમાં શિવ અથવા મહાદેવનો મહિમા ઠામ ઠામ વર્ણાવેલો છે.

પુરાણો અઢાર છે, તેમાં છ, વિષ્ણુ[૧], નારદ[૨], ભાગવત[૩], ગરૂડ[૪], પદ્મ[૫] અને વારાહ[૬], સાત્વિક અને વિષ્ણુભગવાનનો મહિમા ગાનારાં છે, બીજાં છ, મત્સ્ય[૧], કૂર્મ[૨], લિંગ[૩], વાયુ[૪], સ્કંદ[૫], અને અગ્નિ[૬], તામસિક અને સદાશિવનો, મહાદેવનો મહિમા ગાનારાં છે, અને ત્રીજાં છ, બ્રહ્માંડ[૧], બ્રહ્મવૈવર્ત્ત[૨], ભવિષ્ય[૩], માર્કંડેય[૪], વામન[૫] અને બ્રહ્મ[૬] રાજસિક અને સંકીર્ણ અથવા મિશ્રત છે, તેમાં દેવીઓ, પિતરો, આદિનું વર્ણન છે

આવી રીતે આદિ અનાદિ, સનાતન ધર્મરૂપી જે ભવ્ય અને વિશાળ વૃક્ષ શોભી રહેલુ છે, અને જેની અનેક શાખાઓ જુદા જુદા ધર્મો, પંથો, માર્ગો, દર્શાવે છે, તે અનાદિ, સનાતન ધર્મમાં જે અદ્‌ભૂત ચેતન્ય, જ્યોતિ, શાક્ત, મહેશ્વર, મહાદેવ, સદાશિવ, શંકર આદિ નામથી પૂજાય છે, તેની ઝાખી કરવાનું આ અલ્પ પ્રયત્ન છે. એ સમર્થ દેવનો, દેવના દેવનો મહિમા, મર્મ ભરેલો મહિમા, થોડાજ સમજે છે. શિવ સંપ્રદાય અને વિષ્ણુ સંપ્રદાય એમ બે મોટા વર્ગ છે વિષ્ણુ સંપ્રદાયીના હિતને માટે શ્રી કૃષ્ણભગવાનના શ્રીમદ્‌ભાગવતમાં વર્ણવેલાં ચરિત્રનો અને શ્રીરામચંદ્રજીના, શ્રીમદ્‌ રામાયણમાં વર્ણવેલા ચરિત્રનો, મર્મ પ્રગટ કરવા માટે શ્રીકૃષ્ણ દર્શણ અને રામાયણ રસબિંદુમા પ્રયત્ન કરવામા આવેલું છે શિવ સંપ્રદાયીઓને તેઓના પરમઈષ્ટ મહાદેવ અથવા સદાશિવનો મહિમા કેવળ ગુપ્ત રહે એ યોગ્ય નથી, માટે આપણે શિવ કથામૃતનો સ્વાદ ચાખવાનો અમુલ્ય લાભ જવા નહિ દેવો એ આપણુ કલ્યાણકારી કર્ત્તવ્ય છે.



# कीर्ण—२.

આપણી આ આર્ય ભૂમિમા અનેક પંથો પોતપોતાની સત્તા ચલાવી રહ્યા છે. એમાં બે જે મુખ્ય છે તે શૈવ અને વૈષ્ણવ છે. મનુષ્યનો મોટો ભાગ વિષ્ણુ ભગવાનને પરમેશ્વર રૂપે સ્વિકારે છે, બીજા ઘણાઓ શિવભકત હોય છે. શ્રીમદ્ જગદ્ગુરૂ શંકરાચાર્યે અદ્વૈત મતને દઢ સ્થાપન કરી ઊંચામા ઊંચો જે ઉપદેશ આપેલો છે તે ઉપદેશના ગ્રહણ કરનારાનો મોટો ભાગ શિવ અથવા મહાદેવને પોતાના ઇષ્ટદેવ માનનારો છે. વૈષ્ણવ પંથો દ્વૈત, શુદ્ધાદ્વૈતને સ્વિકારે છે. જીવ તેજ શિવ છે, અને જ્ઞાન સંપાદન થતાં જીવ શિવ થઇનેજ રહે છે એ અદ્વૈત સિદ્ધાંત છે. આ ફિલસુફી એટલી બધી ઉંચી છે કે સાધારણ માણસો તે ઉંચાઈએ ચઢી શકતા નથી. પશ્ચિમ તરફના મોટા મોટા વિદ્વાનો આશ્ચર્યતાથી અદ્વૈત સિદ્ધાંતનું અવલોકન કરે છે એટલુજ નહિ પણ તે સ્વિકારીને કૃતાર્થ માને છે, ત્યારે આપણા દેશમાં વૈષ્ણવોમા કેટલાક જે ગાઢા વૈષ્ણવ ગણાવે છે તેઓ તો જાણે શિવ શબ્દથી અભડાઇ જતા હોય એમ વર્ત્તે છે. કઇ પણ કપડું દરજીઓને આપવુ હોય તો તે આપતી વખતે આ પ્રમાણે શીવજે એમ નહિ કહેતાં દોરો ભરજે કહે છે. આવી દ્વેષવૃત્તિને કલ્યાણકારી કોઇપણ ઉપદેશકર્તાએ ગણી હોય તો તે ઉપદેશકર્તાને આપણે બેશક આડે માર્ગે દોરાવનાર ગણીશું તો તે ખોટું નથી. વૈષ્ણવ ધર્મને માનનારાનો મોટો ભાગ બ્રાહ્મણ શિવાય બીજી જાતિ છે. કેટલાક બ્રાહ્મણો વૈષ્ણવ છે એ વાત ખરી છે પણ તેની સંખ્યા ઘણીજ નાની છે.

શ્રીમદ્ ભગવદ્ગીતાના ચોથા અધ્યાયમાં શ્રી કૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે કે

चातुर्वर्ण्य मया सृष्टं गुणकर्म विभागशः

એટલે ગુણુ અને કર્મના વિભાગો કરીને ચારે વર્ણો (જાતીઓ) મેં સરજી છે. આ ચાર જાતિ તે બ્રાહ્મણુ, ક્ષત્રિ, વૈશ્ય અને શુદ્રની છે. શ્રી પુરૂષ સૂક્તના ૧૧મા મંત્રમાં કહ્યું છે કે બ્રાહ્મણો બ્રહ્માના મુખમાંથી, ક્ષત્રિઓ બાહુમાંથી, વૈશ્ય ઉરૂમાંથી અને શૂદ્ર પગમાંથી ઉત્પન્ન થયા છે. આ ઉપરથી બ્રાહ્મણોની શ્રેષ્ટતા સ્પષ્ટ જણાઈ આવે છે. જે મુખ વેદનું સ્થાન અને મૂળ છે તેજ બ્રાહ્મણોનું મૂળ છે, મતલબ એ છે કે બ્રાહ્મણુ ઉંચું જ્ઞાન ધરાવનાર, આચાર્ય, અને બિજાઓને ધર્મનો ઉપદેશ કરનાર છે. મહાન્ પવિત્ર અને બ્રહ્મરૂપ જે પ્રણુવ અથવા ઓંકાર છે તેનાથીજ સર્વની ઉત્પત્તિ છે. ઓંકારની સાડાત્રણુ માત્રા છે, અકાર, ઊકાર, મકાર, અને અર્ધમાત્રા. એ માત્રાઓને અનુસરતીજ આ ચાર જાતિઓ અને તેનાં કર્મ છે. નીચેથી ઉપર જતાં શૂદ્ર, વૈશ્ય, ક્ષત્રિ અને બ્રાહ્મણુની ગણુના છે. તેજ પ્રમાણે કર્મ, ઉપાસના, ભક્તિ અને જ્ઞાન છે. નીચેનુ કોષ્ટક લક્ષમાં લીધાથી આ સહેલથી સમજાશે.

| | | |
|---|---|---|
| અર્ધમાત્રા | બ્રાહ્મણુ | જ્ઞાન |
| મકાર | ક્ષત્રિ | ભક્તિ |
| ઊકાર | વૈશ્ય | ઉપાસના |
| અકાર | શૂદ્ર | કર્મ |

કેટલાક ભક્તિને જ્ઞાનની ઉપર ગણે છે અને કહે છે કે જ્ઞાન વિના ભક્તિ નથી. સામાન્ય રીતે જોતાં જ્ઞાન વિના ભક્તિ નથી એ વાસ્તવિક છે, પણુ તે જ્ઞાન અને ઉપર જે જ્ઞાન કહ્યું છે તેમાં ભેદ છે. જ્ઞાન નાના પ્રકારનાં રંગથી શોભી રહેલું છે એ લક્ષમાં રાખવાનું છે. જ્ઞાન વિના ભક્તિ નથી તેમજ ભક્તિ વિના જ્ઞાન નથી. જ્ઞાન અને ભક્તિનો આ પ્રમાણે વિચાર કરીશું તો ભક્તિ અને જ્ઞાન એ બેને એકરૂપ

કરીને મકારની સામે મુકવાં જોઇયે. જે જ્ઞાન ઉપર કહ્યું છે તે અનુભવ સહિત જ્ઞાન છે જે સાધારણ જ્ઞાન અને ભક્તિ-થી ઉંચી પંક્તિમાં બેશે છે. એટલાજ માટે કહ્યુ છે કે જે બ્રહ્મને જાણે છે તેજ બ્રાહ્મણ છે. સ્થુલ, સૂક્ષ્મ અને પ્રધાન (કારણ) એ ત્રણને ઓલઘીને જે બ્રહ્મને પામે છે તે બ્રાહ્મણ છે. શાંત્તિપર્વ મોક્ષધર્મ ઉત્તરા૰ બ્રહ્મને જાણનારી જે જાતિ તે જાતિના ઇષ્ટ શ્રી મહાદેવ, શિવ, શંકર છે. એ દેવનું, મહેશ્વરનું, બ્રહ્મરૂપે કેમ દર્શન થાય છે તેહવે આપણે જોઇશું.

બ્રહ્મતત્વ કોને કહેવું એ પ્રથમ પ્રશ્ન છે એનો ઉત્તર વિસ્તારથી ત્રિપાદ્‌વિભૂતિ મહાનારાયણ ઉપનિષદ્‌માં આપેલો છે.

" कालत्रयाबाधितब्रह्म । सर्वकालाबाधितंब्रह्म । सगुण निगुर्ण रूपंब्रह्म। आदिमध्यान्तशून्यब्रह्म। सर्वखल्विदंब्रह्म। मायातीतंब्रह्म। गुणातीतंब्रह्म। अनन्तम प्रमेयाखण्ड परिपूर्णब्रह्म। × × × देशतः कालतो वस्तुत परिच्छेद रहितब्रह्म + + प्रणवात्मकब्रह्म।

ઈત્યાદિ, ઈત્યાદિ.

ઉપર કથન કરેલાં પુરૂષ સૂક્ત પ્રમાણે સગુણ અને નિર્ગુણ એમ બે પ્રકારે બ્રહ્મનુ દર્શન થાય છે બ્રહ્મના ચાર પાદમાનેલા છે જેની સમજ ત્રિ. વિ. મહા નારા ઉ.મા આપેલી છે. એક પાદમાં સગુણ બ્રહ્મ અર્થાત્ જગત અવસ્થાને પ્રાપ્ત થાય તે અને બાકીના ત્રણ પાદ નિર્ગુણ બ્રહ્મ. નિર્ગુણ બ્રહ્મ પણ કૂટસ્થ અને કારણ શરીર નામથી બે પ્રકારે રહે છે. જે કારણ શરીરી છે તેને વેદમા આદિ પુરૂષ, પુરાણોમાં આદિ નારાયણ કહે છે કે જે એકાર્ણવ જળમા શયન કરે છે.

બીજી રીતે જોતાં બ્રહ્મ બે પ્રકારે પ્રકાશે છે. પર અ-થવા નિર્ગુણ બ્રહ્મ અને અપર બ્રહ્મ એટલે સગુણ બ્રહ્મ. પર-બ્રહ્મ નિર્ગુણ, નિરાકાર, નિર્વિશેષ ( ભેદરહિત ) અને નિરૂપાધિક છે. एतद्वैतदक्षरं गार्गि એ મંત્રમા, તે તે છે.

તે દીર્ઘ નથી, હ્રસ્વ નથી, છાયા રહિત છે, રસ રહિત છે, મન રહિત, પ્રાણ રહિત, ઈત્યાદિક જેને વિશે વૃહદારણ્યક ઉપનિષદમા (૩।૮।૮) કહ્યું છે, તેમજ તૈત્તિરીય (૨।૯।૧) માં यतोवाचो ।नवर्तन्ते એ મંત્રમાં મનવાણી જેને પહોંચી શક્તા નથીઈત્યાદિક, તેમજ કઠોપનિષદમા (૨।૩।૧૫) अशब्दमस्पर्शमरूपं એ મંત્રમાં શબ્દ રહિત, સ્પર્શ રહિત, રૂપ રહિત, અવ્યય ઈત્યાદિક અને બિજા ઉપનિષદોમાં પણ એજ પ્રમાણે-એને અનુસરતું-જેને માટે કહેલુ છે તે પરબ્રહ્મ છે. જેને માટે નેતિ, નેતિ કહેવાય છે તે એજ છે. એ પરબ્રહ્મ જ્યારે કેવલ વિશુદ્ધ, અને નિરતિશય ઉપાધિથી જોડાય છે ત્યારે અપરબ્રહ્મ સ્વરૂપે પ્રકાશે છે-ઋગ્વેદમાં (૧૦,૮૨,૩,)

यो नः पिता जनिता यो विधाता धामानि वेद भुवनानि विश्वा ॥

મંત્ર છે તે તથા यथोर्णनाभिः મંત્ર મુંડક ઉપનિષદમાં (૧,૧,૭) તેમજ अग्नि मूर्धा चक्षुषी મંત્ર એજ ઉપનિષદમા (૨, ૧, ૪) તેમજ भीषास्माद्वातः મંત્ર તૈત્તીરીયમા (૨-૮-૧) છે તે તથા ઘણા બીજા મંત્રો એ અપરબ્રહ્મ સંબંધી છે. જગતની ઉત્પતિ, સ્થિતિ અને લયનો કર્તા-સર્વ ઐશ્વર્ય સંપન્ન-તે એ છે. એનેજ ઇશ્વર શબ્દથી ઓળખવામાં આવે છે.

પરા અને અપરા બે વિદ્યા જે કથન કરેલી છે તે બ્રહ્મ વિદ્યાની શાખા છે. એક નિર્ગુણ બ્રહ્મ સાથે અને બીજી સગુણ બ્રહ્મ સાથે સંબંધ રાખે છે. સગુણ બ્રહ્મના સંબંધમાં ઉપાસના છે પણ નિર્ગુણ બ્રહ્મના સંબંધમાં તે નિરર્થક છે. એવી ઉપાસના ક્રમમોક્ષદાતા છે. જીવ તેજ શિવ અને શિવ તેજ જીવ એવું પર જ્ઞાન સત્ય સ્વરૂપને અનુભવ કરાવનારૂં છે. જીવ કાર્યોપાધિવાળો છે અને ઈશ્વર કારણ ઉપાધિવાળો છે એટલે એક અવિદ્યાથી વેષ્ટિત છે અને બિજો વિદ્યાથી વેષ્ટિત છે. અવિદ્યા અને વિદ્યા પણ ઉપાધિ છે, માટે બંને ઉપાધિ

રહિત થવાથી નિષ્કળ બ્રહ્મ છે. શાંતિ–મો–ધ–ઊ–અધ્યાય ૧૧૨–અવિદ્યાનો નાશ થવો એજ મોક્ષ છે, એને માટે માત્ર જ્ઞાનની આવશ્યક્તા છે.

ઉપર બતાવી ગયા તેમ પરબ્રહ્મ તેજ અપર બ્રહ્મ છે અને અપરબ્રહ્મ તેજ પરબ્રહ્મ છે. શિવ તેજ પરંશિવ અને પરંશિવ તેજ શિવ–વિષ્ણુ તેજ મહાવિષ્ણુ અને મહાવિષ્ણુ તેજ વિષ્ણુ–જેમ વિષ્ણુ કહેતાં મહાવિષ્ણુ સમજવામાં આવે છે તેજ પ્રમાણે શિવ કહેતા પરંશિવ સમજવાનું છે; જેમ બ્રહ્મ શબ્દથી પરબ્રહ્મ અને અપરબ્રહ્મ બન્ને સમજાય તેમ.

માયા એ બ્રહ્મની શક્તિ છે તેને માટે શ્વેતા–ઉ–૪ અધ્યાયમાં કહ્યું છે—

माया तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरं.

એજ ઉપનિષદ્‌ના ૬ઠા અધ્યાયમાં કહે છે કે—

तमीश्वराणा परम महेश्वरं, तंदेवतानां परमं चदैवतम्
पति पतिना परम परस्ता द्विदाम देवं भुवनेश मीड्यम्.

ધ્યાનબિંદુ ઉપનિષદ્‌નો છેલ્લો મંત્ર છે કે—

स्वात्मान पुरुषं पश्येन्मनस्तत्रलयगतम् । रत्नानि ज्योत्स्नि नादं तं बिंदु माहेश्वर पदम् । सएव वेद पुरुषः सकैवल्यं समश्नुत.

એવાંજ વચનો બિજાં ઉપનિષદોમાંથી મળે છે દૃષ્ટાંત. કે,

उर्ध्वरेतं विरुपाक्ष विश्वरूपं महेश्वरम्—શ્રીજાબાલદર્શન ઉપનિષદ.

कविं पुराणं पुरुषोत्तमोत्तमं सर्वेश्वरं सर्वदेवैरुपास्यम् अनादि मध्यान्तमनन्तमव्ययं, शिवाच्युताम्भोरुहगर्भ भूधरम्
+ + +
परात्परं यन्म हतो महान्तं, स्वरुपतेजोमय शाश्वतं शिवम्. ॥

નારદ પરિવ્રાજક ઉપનિષદ.

विज्जडामां तु योदष्टा, सोऽच्युतो ज्ञान विग्रहः
सएव हि महादेव, सएव हि महाहरिः

सएव हि परंब्रह्म तद् ब्रह्माहंन संशय
जीवः शिवः शिवो जिवः सजीवकेवलः शिवः
+ × ×
एवं बध्धस्तया जीवः कर्मनाशे सदाशिवः
पाशबद्ध स्तथाजीवः पाशमुक्तः सदाशिव·

સ્કંદ ઉપનિષદ્.

यदेकम द्धितीयम् । आकाशवत्सर्वगतं सुसूक्ष्मं निरंजनं, निष्क्रीयं सन्मात्रं चिदानंदैकरसं शिवंप्रशांत ममृतं तत्परं च ब्रह्म । तत्वमसि । तज्ज्ञानेन हि विजानी हि, य एकोदेव आत्म-शक्ति प्रधानः सर्वज्ञः सर्वेश्वर सर्वे भूतान्तरात्मा सर्वे भूताधिवासः सर्वे भूतनिगूढो भूतयोनि र्योगैकगम्यः यश्च विश्वं सृजति, विश्वं बिभर्ति विश्वमुक्ते स आत्मा ॥

શાંડિલ્ય ઉપનિષદ્.

अचिंत्यमव्यक्त मनन्तरूपं, शिव प्रशांतंममृत ब्रह्मयोनिम् । વળી स ब्रह्मा स शिवः सेन्द्रः सोऽक्षरः परमः स्वराट् । सएव विष्णुः । स प्राणः स कालोऽग्निः स चद्रमाः વળી सएव सर्वंयद्द् भूतं यच्च भव्यं सनातनम् કૈવલ્ય ઉપ.

अथशैव पदंयत्रतद्ब्रह्म ब्रह्मतत्परम्—કુંડિક—ઉપ.

आत्मसंज्ञः शिवः शुद्ध एक एवाद्वयः सदा ब्रह्मरुपतयाब्रह्म केवलं प्रतिभासते—આત્મોપનિષદ

कार्यंविश्नुः क्रियाब्रह्मा कारणं तु महेश्वरः રૂદ્ર હૃદય ઉપ.
केवलं साक्षि रुपेण विना भोगं महेश्वर,
प्रकाशते स्वयंभेदः कल्पितो माययातयो
अद्वैतं परमानंदं शिवं यातितु केवलं । એજન.
अयंहृदि स्थितः शाक्षी सर्वेषाम विशेषतः

तेनायं हृदयंप्रोक्तः शिवः संसारमोचक.

પંચબ્રહ્મ ઉપ.

મહેશ્વર, મહાદેવ, શિવ જે કહો તેના બ્રહ્મ સ્વરૂપન નિરૂપણ માટે ઉપનિષદોમાંથી આટલું બસ છે.

શ્રી મહાભારત પણ એ વિષયમાં સ્પષ્ટ છે. શાંતિપર્વ મોક્ષ ધર્મ ઉત્તરાર્દ્ધના અધ્યાયમાં ૧૯૦મા, દક્ષ પ્રજાપતિ મહાદેવની સ્તુતિ કરે છે તેમા કહે છે કે "હે ભગવાન તમેજ કારણ-રૂપ, કાર્યરૂપ, ક્રિયારૂપ, સત અને અસતના કારણરૂપ છો ×

હું એ ભૂરાદિ લોક છે અને હૂંકારની પાર શાત બ્રહ્મ છે, એવી રીતે કે હકાર આકાશ છે અને ઊકાર છઠ્ઠી શિવની મૂર્તિ છે. એ બન્ને વડે નામ રૂપાત્મક પ્રપંચ જોવામા આવે છે. મૂકાર એ તેનુ કારણ, ઇશ્વર છે, તેની પાર તુરિય શાત બ્રહ્મ છે, માટે હું હૂ હૂકારની પાર શાત બ્રહ્મરૂપ તમે છો× × બ્રહ્મ જ્ઞાનીઓ તમને બ્રહ્મ કહે છે."

કેશવ, હરી, શ્રી ભગવાન અર્જુનને તેના પૂછેલા પ્રશ્નનો ઉત્તર વાળે છે કે "પરમાત્મા નારાયણ, વિશ્વરૂપ, નિર્ગુણ અને ગુણાત્મક છે. તેની પ્રસન્નતામાથી બ્રહ્મદેવ અને ક્રોધમાથી રૂદ્રદેવ ઉત્પન્ન થયા છે + × હે પાંડુ પુત્ર એમાના પ્રલય કરનાર દેવને, કપર્દી, જટિલ, સ્મશાનવાસી, ઊગ્રવ્રત આચર-નાર, રૂદ્ર, યોગી, પરમ દારૂણ, દક્ષના યજ્ઞનો ભગ કરનાર અને ભગવાન દેવતાનાં નેત્ર હરણ કરનાર, એ રીતે કહે છે. હે અર્જુન, એ દેવને પ્રત્યેક યુગમાં નારાયણ સ્વરૂપ જાણવા. હે કુંતિપુત્ર એ દેવના દેવ મહેશ્વરનું પૂજન કરવાથી સમર્થ નારાયણ દેવનું પૂજન કર્યા બરાબર થાય છે. હે પાંડુ નંદન હું સમગ્ર લોકનો આત્મા છું અને મારો આત્મા રૂદ્ર છે. માટે પ્રથમ હું મારા આત્મસ્વરૂપ રૂદ્રનું પૂજન કરૂં છું. મહાદેવનું જો હું પૂજન નહિ કરૂં તો + + કોઇ પૂજન કરે

નહિં. રૂદ્ર અને નારાયણુ એ એકજ સત્વને બે પ્રકારે કહેલુ' છે અર્થાત્ તે બે એકજ છે. " ( શાંતિ પર્વ. મો. ધ. ઉ. અધ્યાય ૧૬૫) લલિતા સહસ્ત્ર નામ ઉપરથી જણાય છે કે ગૌરી અને નારાયણુમાં ભેદ નથી કેમકે કૂર્મપુરાણુમાં શિવજીએ એક સ્થળે કહેલુ છે કે મેં મારા સ્વરૂપના બે વિભાગ કરી નારાયણુ અને ગૌરીનાં સ્વરૂપ પ્રગટ કીધાં છે, અને એ ગૌરી આખા વિશ્વની જનની–મા છે. આવી રીતે નારાયણુ ભગવાન તેજ શિવ અને શિવ તેજ નારાયણુ ભગવાન છે. ચૈતનમૂર્તિ તો એક છે પણુ તેને ઓળખવાને નામ જુદાં છે.

નિરાકાર, નિર્ગુણુબ્રહ્મ અને સાકાર સગુણુબ્રહ્મને સમજવાને માટે એક વાત જાણુવી અગત્ય છે કે સૃષ્ટિ બે પ્રકારની છે, એક બ્રહ્માની સૃષ્ટિ અને બીજી બ્રહ્મની સૃષ્ટિ. બ્રહ્માની સૃષ્ટિ પહેલાં આ સઘળું જગત એકાર્ણુવ જળમાં બીજ રૂપે સ્થિત હોય છે પરંતુ પ્રકૃતિ તે સમયે વ્યક્ત રહે છે એ જે પ્રલય તેનેજ ખંડ પ્રલય કહે છે. પ્રલયનો સમય પુરો થતાં બ્રહ્મા સૃષ્ટિ રચે છે. જ્યારે પ્રકૃતિ અવ્યક્ત ભાવને પ્રાપ્ત થાય છે. ત્યારેજ મહા પ્રલય કહેવાય છે. મહા પ્રલયની પછી જે સૃષ્ટિ થાય છે તેનેજ બ્રહ્મની સૃષ્ટિ કહે છે, તેજ આદિ સૃષ્ટિ, તે થતાં પહેલાં એક બ્રહ્મ માત્ર હોય છે, તે વખતે પ્રકૃતિ અખંડ સચ્ચિદાનંદમાં લીન રહે છે ખંડ પ્રલયમાં કોઈ પદાર્થ નષ્ટ થતા નથી પણુ સઘળા બીજ રૂપે રહે છે. બ્રહ્મની સૃષ્ટિ માયાની સહાયતાપૂર્વક થાય છે બીજી વાત ધ્યાનમાં રાખવાની છે કે શ્વેતા શ્વતર ઉપનિષદ્‌ના પ્રથમ અધ્યાયના ત્રીજા મંત્રમા કહ્યુ' છે કે—

"ते ध्यान योगानुगता अपश्यन् देवात्मशक्तिं स्वगुणै र्निगूढाम् यः कारणानि निखिलानि तानि, कालात्मयुक्तान्याधितिष्टत्येक.

પરમાત્માની એવી એક ગુપ્ત શકિત છે કે જે વિશ્વની સર્વ રચના રચે છે અને વિશ્વને નિયમમાં રાખે છે. આ દિવ્ય શક્તિ જે નામરૂપની વ્યક્તિને પ્રાપ્ત થઇ નથી તે જ્યાં સુધી અવ્યકત રહે છે ત્યાં સુધી પ્રાગ્ અવસ્થા કહેવાય છે. આ મૂળ અવસ્થા–સ્થિતિ–માં પણ જગત્ વ્યક્તિને પામતાં પહેલાં રહેલું છે, અને તેથી તે અવસ્થા બીજ શક્તિ અવસ્થા કહેવાય છે. આ અવ્યક્ત બીજ શક્તિ પરમાત્મામાં રહેલી છે તે ખરી રીતે જોતાં **અવિદ્યા** છે. અવિદ્યાનું મૂળ માયા છે.

આ પ્રકારે વિશેષ મનન કરતાં પરબ્રહ્મ અને અપરબ્રહ્મ, નિર્ગુણ બ્રહ્મ અને સગુણ બ્રહ્મ, અને નિર્ગુણ બ્રહ્મ તેજ સગુણ બ્રહ્મ અને સગુણ બ્રહ્મ તેજ નિર્ગુણ બ્રહ્મ, શા માટે જાણે જુદાં સ્વરૂપ હોય તેમ, કથન કરવામાં આવે છે, તે સમજાયા વિના રહેશે નહિં.

નિર્ગુણ બ્રહ્મ મન બુદ્ધિ વાણીથી પર અને જેને માટે શ્રુતિમાં નેતિનેતિ કહે છે તેજ છે. તેનો ઉપદેશ માત્ર મૌન્ય છે.

---

## कीर्ण—२.

ઉપર આપણે જોઇ ગયા છૈયે કે નારાયણ અને શિવમાં કાંઇ પણ ભેદ નથી. નારાયણ શબ્દ નારા અને અયન ઉપરથી થયલો છે. નારા એટલે જળ અને અયન એટલે સુંવુ અથવા આશ્રય લેવો. અનંત જળને વિશે જે ચૈતન્ય સચાર કરી રહેલું છે તે નારાયણ–એજ અર્થ જળાધારી દર્શાવે છે. જળાધારીની મધ્યે જે ચૈતન્ય બિરાજે છે તે શિવજી છે. શ્રી વ્યાસ ભગવાન નારાનો અર્થ મનુષ્યનો પ્રાણ કરે છે. મનુષ્યના પ્રાણમાં જેનો સંચાર છે તે નારાયણ + ~ જુઓ મહાભારત

શાંતિ–પ–મો–ધ–ઊત–અ–૧૬૫ જીવ તે શિવ અને શિવ તે જીવ છે. માટે પ્રાણુને વિશે જે ચૈતન્ય પ્રકાશે છે તે શિવ છે. બ્રહ્મવૈવર્ત પુરાણુમાં માણુસને વિશે જે રહે છે તે એમ નારાયણુનો અર્થ કરેલો છે. નર અને નારાયણુ બન્ને શબ્દ નૃ ધાતુથી થયલા છે અને નૃ ધાતુનો અર્થ દોરવવું થાય છે. આ અર્થ જોતાં અંતર્યામી રૂપે જે છે તેને નારાયણુ સમજવાના છે.

સામાન્ય રીતે મહાદેવ નામથી ગવાય છે તે માત્ર શિવજી છે–શા માટે ? કેમકે સર્વ દેવોમાં તે શ્રેષ્ટ છે. દેવના દેવ તે મહાદેવ–એક બીજાથી વિરોધિ તત્વ, નિર્વિઘ્નતાથી જે મધ્ય બિંદુમાં આશ્રય લઇ રહી શકે છે, તે મધ્ય બિંદુ, ઇશ્વર વિના બિજું હોઇ શકતુંજ નથી. એજ પ્રમાણે શ્રી મહાદેવજીને વિશે આપણે દર્શણુ કરી શકિએ છૈએ અને બીજા દેવને વિશે નહિં એમ હવે પછી કથન કરવામાં આવશે.

શિવજી અથવા મહાદેવ તેજ બ્રહ્મ છે માટેજ

आलिंगिनेलिंगमयाय तुभ्य, लिगाय वेदादिमयाय साक्षात

એવી સ્તુતિ છે. (જુઓ લિંગ પુરાણુ પૂર્વાર્ધ્ધ

અધ્યાય ૭૨ મો )

લિંગ રહિત છે તેમજ લિંગમય છે. લિંગ શબ્દનો અધમ અર્થ માત્ર અજ્ઞાની કરે છે. લિંગ એટલે ચિન્હ. જેને રૂપ નથી, રંગ નથી, આદિ નથી, મધ્ય નથી, અંત નથી ઇત્યાદિ, તેને ઓળખવા માટે જે ચિન્હ માત્ર છે તે લિંગ.

લિંગનો મહીમા લિંગપુરાણુ અને મહાશિવપુરાણુમા વર્ણવેલો છે. "આ લોક શિવલિંગમય છે, સંપૂર્ણલોક લિંગમાં સ્થિત છે." લિંગ. પુ પુર્વા. અ. ૭૩. સૌનકાદિક રૂષિઓને સૂતે સમજાવ્યું તે પ્રમાણે એક શિવ બ્રહ્મરૂપ હોવાથી નિર્ગુણુ કહેવાયા છે અને રૂપવાન હોવાથી સગુણુ કહેવાયા છે. + + શિવજીને બ્રહ્મ રૂપપણું તથા નિર્ગુણપણું છે તેથી નિર્ગુણુ એવું

તેનું લિંગ પૂજા વિશે સર્વ વેદમાં સંમત છે, અને તેજ શિવને સગુણપણું છે તેથી સગુણ એવી તેની મૂર્તિની પૂજા પણ લોક સંમત છે. મહાશિવ. વિદ્યે સં. અ પ. બીજા દેવોનું પૂજન ચિન્હથી થતું નથી પણ સગુણમય મૂર્તિથી થાય છે, એથી પણ શિવજીનું શ્રેષ્ટપણુ સિદ્ધ થાય છે.

વૈમાનિક સર્ગ અર્થાત દેવતાઓની સૃષ્ટિ સમાપ્ત થયા પછી એક સમયે બ્રહ્મા અને વિષ્ણુને કલહ થયો હતો, તેઓ પરસ્પર, હું મોટો ને તું કોણ, તારી ઉત્પત્તિ મારાથી છે એ પ્રમાણે વાદવિવાદ કરવા લાગ્યા. આ સ્પર્ધાસ્પર્ધિનો કલેશ મટાડવાને અને બન્નેને સત્યબોધ આપવાને તે બન્નેની સમીપે-તે બેઉની મધ્યે એક અદ્ભૂત જ્યોતિર્લિંગ પ્રકટ થયુ કે જે હજારો અગ્નિની જ્વાળાથી વ્યાપ્ત અને અત્યંત પ્રકાશમાન હતું. મહાન્ સ્તંભ સમાન તે શોભિ રહ્યુ હતું. તેનો છેડો ક્યાં છે તે શોધી કહાડવાને બન્ને દેવોએ પ્રયત્ન કીધું પણ વ્યર્થ. બન્ને ભ્રમણ કરીને નિરાશ થઈ પાછા આવ્યા આ કથા મહાશિવપુરાણમા તેમજ લિંગપુરાણમા વિસ્તારપૂર્વક કથન કરેલી છે. મેડમ બ્લાવાટસ્કી જેણે આપણી પૂર્વ તરફની બ્રહ્મવિદ્યાને સજીવન કરવાને અત્યંત પરિશ્રમ કીધો છે એટલુંજ નહિં પણ તેમ કરવાથી પશ્ચિમની પ્રજાના મોટા ભાગના રોષ અને દ્વેષ સત્યની ખાતર હોરી લીધા છે અને જેને આર્યભૂમિની પ્રજા જેટલો ધન્યવાદ આપે તેટલો થોડો છે, તે પોતાના પુસ્તકોમાં લિંગનો મર્મ અપૂર્વ, ગૂઢ, અને અનધિકારીથી ગુપ્ત રાખવા યોગ્ય ઉંચે સ્વરે પોકારીને કહે છે ખ્રીસ્તી ધર્મવાળાઓ જેને જેકુબનો સ્તંભ કહે છે તે સ્તંભ લિંગની એક નકલ છે. અરે એટલુજ નહિં પણ લિંગ અને યોનીનો મહાન્ મર્મ જ્યુ લોકોના ઇશ્વર જેહોવાના નામમાં સમાવવાનો પ્રયત્ન કરેલો છે એમ વિશેષ એ વિદુષી બાઇ સિદ્ધ કરી આપે છે. આવુ છતા લિંગ શબ્દના સાચા અર્થ અને મર્મને કોરે મુકી તેનો નબળો

અર્થ લઇને આર્યધર્મની નિંદા કરવા ઘણાઓ તત્પર થઈ જાય છે, એ શોક કરતા છે, કેમકે એવા જનો એમ કરવાથી માત્ર પોતાની મૂર્ખાઇ પ્રદર્શિત કરે છે.

આપણા પુરાણોને આપણે લક્ષપૂર્વક નહિં વાંચિએ તો તેમાં કસુર આપણી પોતાની છે. મહાશિવપુરાણ શિવાય એક બીજું શિવ પુરાણ છે જેમાં લિંગની વ્યાખ્યા એવી આપેલી છે કે જે ક્ષેત્રમાં સકળ સંસાર લીન થયલો છે તેનું નામ લિંગ. જુઓ પૂર્વાર્દ્ધ અધ્યાય. ૮.

મહાશિવપુરાણ જ્ઞાન સહિતાના ૪૨ માં અધ્યાયમાં અને લિંગપુરાણ પૂર્વાર્દ્ધ, અધ્યાય ૨૯માં એવી કથા છે કે એક સમયે દેવદારૂવનમા કે જ્યા સ્ત્રિઓ સહિત મોટા રૂષિયો ઉગ્ર તપ કરતા હુતા ત્યાં કેવળ વિકૃતરૂપ ધારણ કરીને, દીગંબર (નગ્ન) આવીને રૂષિઓની ગેરહાજરીમાં અનેક ચેષ્ટાઓ કરવા લાગ્યા. તેમનાં નૃત્ય અને ગાનથી રૂષિ પત્નિઓ મોહુત થઈ ગઇ. એટલામા રૂષિઓ આવી પહોંચતાં આ સઘળી ચેષ્ટાઓ જોઇ ક્રોધ કરી શિવજીને શાપ દેવા લાગ્યા. શિવજી તો તરત અતર્ધ્યાન થતાં રૂષિશ્વરો બ્રહ્માજી પાસ ગયા અને બ્રહ્માજીને સર્વ વૃત્તાત નિવેદન કીધું. બ્રહ્માજીએ તેમને સમજાવ્યા કે સાક્ષાત્ શિવજી તેમની પરિક્ષા અર્થે પધાર્યા હુતા. તે સાંભળી રૂષિઓ શિવજીને પ્રસન્ન કરવાના ઉપાય યોજે છે. મહાદેવજી પ્રસન્ન થતાં તેમને જ્ઞાનોપદેશ કરતા કહે છે કે હે મુનીશ્વરો જગતમા જે જે સ્ત્રીલિંગ છે તે સર્વની ઉત્પત્તિ મારી દેહથી છે અને પ્રકૃતિ સ્વરૂપ છે, અને જે જે પુલ્લિંગ–પુરૂષ–છે તે મારૂં સ્વરૂપ છે, આ સઘળી સૃષ્ટિ પ્રકૃતિ પુરૂષ રૂપ નારી અને નરથી વ્યાપ્ત છે વિશેષ કથન એવું છે કે રૂષિઓએ એવો શાપ દિધો હતો કે હે વિરૂપ પુરૂષ, તું વિરૂદ્ધ કર્મ કરે છે માટે તારૂં લિંગ પૃથ્વિતળ વિશે તુટી પડો. તે લિંગ સર્વ વસ્તુને બાળવા લાગ્યું અને પૃથ્વિ,

પાતાળ, સ્વર્ગ બધે ફર્યું પણ સ્થિર રહ્યું નહીં અને સહુ કોઈ દુખી થવા લાગ્યું. એકઠા મળેલા દેવ તથા રૂષિઓને બ્રહ્માજી સમજાવે છે કે ગિરિજા દેવિની પ્રાર્થના કરો કેમકે તેના વિના બીજા કોઇથી એ બાણુ સ્વરૂપ લિંગ ધારણ થઈ શકવાનું નથી. આથી મર્મની વિશેષ સ્પષ્ટતા શું હોઇ શકે? કેવળ ચૈતન્ય પ્રકૃતિ વિના કેથેપણુ સ્થિર રહી શકેજ નહિં, તેમજ તેના તેજનું અદ્ભૂત પ્રબળ કોનાથી સહન થઇ શકે? સૂતજી ચતુરને ચેતાવે છે કે આ કથા **કલ્પાંતરની** છે.

પ્રલય કાળમાં સ્થાવર જંગમ સઘળું નષ્ટ થઇ જાય છે, અને પ્રકૃતિરૂપ હે પાર્વતિ તું પોતે પણ લીન થઇ જાય છે અને હું એકાકી રહું છું, એવું મહાદેવજીનું પોતાના શ્રી મુખનુ વચન છે. લિંગ પુ. પૂ. અધ્યા. ૮૫ મો.

પાઠાંતર ભેદથી કોઈક જગે એવું છે કે રૂષિઓએ શાપ દેતા શિવજીના લિંગના બાર કકડા થઇ ગયા અને તે રખેને પૃથિવ ઉપર પડશે તો પૃથિવ રસાતળ જશે અથવા નાશ પામશે એમ જાણીને વિષ્ણુ ભગવાને તે કકડા ઉંચકી લીધા અને તેનાં બાર જ્યોતિર્લિંગ થયાં. મહાશિવપુરાણમાં વિષ્ણુને પ્રકૃતિનું સ્વરૂપ ગણેલું છે. લિંગપુરાણમાં પણ એજ પ્રમાણે છે. જુઓ પૂર્વાર્ધ અધ્યાય ૨૦. ઉપર કહેલુ જ રહસ્ય અહિં પણ જોવામાં આવે છે.

એ જે બાર જ્યોતિર્લિંગ કહ્યાં તે શું છે? તે બાર આદિત્ય છે. પહેલાં સાત અને આઠ આદિત્ય પણ ગણાતા હતા. ચાક્ષુસમન્વંતરમાં તુષિત નામે જે દેવ હતા તે આ વૈવસ્વત મન્વતરમાં કશ્યપથી અદિતિમાં અવતર્યા અને હજારો કીર્ણવાળા આદિત્ય થયા. એ બાર સૂર્ય છે. જુઓ મત્સ્ય પુરાણ અધ્યાય ૬ ઠો. પ્રથમ ભગવાન સૂર્ય રૂપે થયા, અને આદિકાળમાં થવાથી તે આદિત્ય કહેવાયા. દેવકીજીના ગર્ભ

પણ આદિત્ય હતા. દેવકીજીને અદિતિ, જયોત્સ્ના, અરણી, સુરારણી નામથી પણ દેવતાઓએ સ્તવેલી છે. જે આદિ તેજ સર્વ પ્રગટ થયલી સૃષ્ટિના આશ્રયરૂપ છે, તેનો વિચાર કરતાં, તેના આત્મારૂપ જે સૂર્ય, તે સૂર્યનો મર્મ અહિં દર્શાવેલો છે. એક સૂર્યની સાથે તેનું ગૃહમંડળ હોય છે. એવાં સાત મંડળને માટે સાત જુદા જુદા સૂર્ય હોય છે. ઉપર સાત આદિત્ય ગણાતા હતા એમ કહેવામાં આવ્યું છે તેમાં પણ ગુપ્ત અર્થ રહેલો છે. એ મંડળમાં રહેલા સર્વ ગૃહોને મધ્યમા રહેલા સૂર્ય ભગવાન પોતાના કીર્ણોવડે તેજ સિંચન કરે છે. બાર આદિત્યનો સંબંધ એક વર્ષના બાર મહિના સાથે છે. પ્રત્યેક માસમાં પ્રત્યેક આદિત્ય પોતાના તેજથી પ્રકાશે છે. જુઓ વિષ્ણુ પુરાણ અંશ ૨ અ. ૧૦ દ્વાદશ જયોતિર્લિંગ તે એ પણ છે. એ બાર આદિત્યના બાર ભિન્ન ભિન્ન નંગ નીચે પ્રમાણે ગણાવેલાં છે.

| | માસ | આદિત્ય | રત્ન |
|---|---|---|---|
| ૧ | ચૈત્ર | ધાતા | સ્ફટિક |
| ૨ | વૈશાખ. | અર્યમા | હીરો. |
| ૩ | જેઠ | મિત્ર | પાનુ |
| ૪ | આશાડ | વરૂણ | મોતી |
| ૫ | શ્રાવણ | ઇદ્ર | નીલમણી |
| ૬ | ભાદરવો | વિવસ્વાન | પદ્મરાગ |
| ૭ | આસો | પૂષા | ગોમેદ |
| ૮ | કાર્તિક | પર્જન્ય | પરવાળું |
| ૯ | માર્ગશીર | અંશુ | વૈદુર્ય |
| ૧૦ | પોષ | ભગ | પુષ્પ રાગ |
| ૧૧ | માઘ | ત્વષ્ટા | સૂર્યકાંત |
| ૧૨ | ફાલ્ગુન | વિષ્ણુ | સ્ફટિક |

આદિત્યની માતા અદિતિ દેવમાત્રી અને આદિત્ય લોક ચક્ષુ કહેવાય છે, સતપથ બ્રાહ્મણ (૬/૧/૨/૮), એ બાર આદિત્યને ઉત્પન્ન કરીને આકાશમાં મુકવામાં આવ્યા. એ આદિત્યો બાર માસ દર્શાવેછે એમ એજ ગ્રંથથી માલમ પડે છે (૧૧/૬/૩૮). એ आदीप्ता : છે માટે એને આદિત્ય કહે છે એમ નિરૂક્તમાં કથન છે (૨/૧૩).

વિરૂપિ શિવજીનાં જે સ્ત્રિઓને દર્શણ થયાં તે રૂષિ પત્નિઓ હતી. રૂષિ તે કોણ? તેઓ શ્વાસ અથવા પ્રાણ સ્વરૂપ છે. તેઓ આ સૃષ્ટિ થતાં પૂર્વેથી હતા અને સૃષ્ટિની ઈચ્છા કરીને તેને માટે તેઓએ તપશ્ચર્યા કરી ( अरिषन ) માટે તેઓને રૂષિ કહે છે. એ રૂષિઓની જે શકિત તેને તેઓની સ્ત્રી કલ્પેલી છે. એ શક્તિને જ્યા સુધી મૂળદિવ્ય જ્યોતિ, પ્રકાશમય–ચૈતન્ય મય કરી ગતિ આપે નહિં ત્યાં સુધી રૂષિઓ કંઇ પણ કામ કરવાને યોગ્ય બને નહિં. તેઓએ તો પ્રજા ઉત્પન્ન કરવાના કામમાં મુખ્ય ભાગ લેવાનો છે.

આવી રીતે નિરાકાર ચૈતન્યનું ભાન કરાવનાર જે ચિન્હ તે લિંગ છે. એજ કારણથી તે વર્તુલાકાર અથવા ઇંડાકાર હોવું જોઈએ. તેને રૂપ નથી અને વર્ણ નથી તેમજ તેનું અંતર સ્વરૂપ દૃષ્ટિ ગોચર થતું નથી અથવા બિજી રીતે કહેતાં જેનો પાર પમાઇ શકાતો નથી એ સમજાવવાને માટે કાળા પાષાણનું બાણ મુખ્ય ગણાય છે.

અંડ અથવા ઇંડાકાર લિંગમાં મૂળમાં બ્રહ્મા, મધ્યમાં વિષ્ણુ અને અગ્ર ભાગમાં રૂદ્ર સ્થિત છે, અને તેનો પાર બ્રહ્મા અને વિષ્ણુ પામતા નથી, એવી કથા ઘણાં પુરાણોમાં છે. શિવજી આ પ્રમાણે પ્રણવ સ્વરૂપ છે. શિવપુરાણ ઉત્તરાર્ધ્ધ અધ્યાય ૧૫ મો. શિવજીનું એક નામ ઓંકારેશ્વર છે અને ઓંકાર એટલે પ્રણવ રૂપે તેમનું કીર્તન જહિં તહિં કરેલુ છે, માંડુક્ય

ઉપનિષદ્‌માં " ओंकार एव सर्वं ह्येतत् ब्रह्माय मात्मा ब्रह्म " સઘળું ઓંકાર છે બ્રહ્મ ઓંકાર સ્વરૂપ છે અને આત્મા તેજ બ્રહ્મ છે, એ પ્રમાણે કહ્યું છે, ओमितिब्रह्म । ओमिति इदंसर्वम् (તૈત્તિરીય ૧-૮-૧) ओमित्येतक्षर मुद्गीथ मुपासीत । (છાંદોગ્ય ૧-૧-૧) ઈત્યાદિક મંત્રોથી પ્રણવ બ્રહ્મ વાચક છે, સગુણ અને નિર્ગુણ બન્ને, અને શિવજીનું ઓંકાર રૂપે કથન બ્રહ્મ વાચક છે. શ્રી મહાશિવપુરાણ જ્ઞાન સંહિતાના અધ્યાય, ૨૫માં લિંગ મૂર્તિ મહેશ્વર કહેલું છે, અને લિંગ પૂજાનો વિધિ દર્શાવ્યો છે, અને વિશેષ કહેલું છે કે **વિશ્વકર્માએ** સમર્થ બ્રહ્માની આજ્ઞાથી શિવના લિંગ બનાવીને સર્વ દેવતાઓને આપ્યાં.

બ્રહ્માની આજ્ઞાથી અને વિશ્વકર્માએ બનાવી આપ્યાં એ વાકય ખાસ લક્ષમાં રાખવાં જેવાં છે કેમકે તેથી લિંગનો ખરો અર્થ સ્પષ્ટ જણાઇ જાય છે. પ્રણવ એ અક્ષર બ્રહ્મ છે એ વાત પ્રસિદ્ધ છે.

લિંગ બે પ્રકારનાં છે, બાહ્ય અને આભ્યંતર. બાહ્યલિંગ સ્થૂલ છે અને આભ્યંતર સૂક્ષ્મ છે અજ્ઞાની—કર્મમાં આસક્તિવાળાઓ માટે સ્થૂલ લિંગ છે. સૂક્ષ્મલિંગ જ્ઞાનીઓને પ્રત્યક્ષ થાય છે. લિંગની પૂજા ત્રણ પ્રકારની છે. પરમેશ્વર એક છે પણ સંસારી જીવોના રૂદયમાં તે સગુણ રૂપે છે. યોગીઓના રૂદયમાં નિર્ગુણ રૂપે છે, અને જ્ઞાનીને તે સર્વ-વ્યાપક છે. માટે સકલ, નિષ્કલ, અને સર્વવ્યાપક એ ત્રણ રૂપે જુદા જુદા મનુષ્યોને પરમેશ્વરનુ દર્શન થાય છે. લિંગ પુરાણ. પૂ અ. ૭૫ મો.

માટે હે પ્રિય વાંચકવૃંદો, હે બંધુઓ, ભસ્મ જાબાલ ઉપનિષદમાં કહ્યુ છે તે પ્રમાણે તમે જો તમારૂં કલ્યાણ ઇચ્છતા હોવ, સર્વ પાપથી મુક્ત થઇ જન્મ મરણના ત્રાસથી બચવા

માગતા હોવ, તો માયાના પતિ, બ્રહ્મા વિષ્ણુ પુરંદર આદિ અમર ગણુથી સેવિત, વિશ્વેશ્વર, સ્વપ્રકાશ જ્યોતિઃ સ્વરૂપ લિંગરૂપ સાક્ષાત પરમાત્મા બ્રહ્મ એવા સદાશિવ, સદા કલ્યાણ કરવાવાળા શંકરનું નિરંતર ચિંતન કરો, તેની સેવા કરો અને સદાય તેનોજ આશ્રય રાખો.

---

## कीर्ण—४.

### શાર્દુલ વિક્રિડિત.

શોભે ગંગ જટાજુટે, ત્રિનયનો, ચંદ્રાર્ધ ભાલે સદા,
શ્રી પંચાનન, નીલકંઠ, ઉમયા, અર્ધાંગના કામદા.
ભસ્મે ચર્ચિત અંગ, ભૂષણ ભલાં, ભૂજંગ વિરાજતા,
વીશાળું ગજ ચર્મ, સ્ફાટિક સમી, દેહે સદા ધારતા.
વિસ્તાર્યા દશ ભૂજ દંડ ફરતા, રૂદ્રાક્ષ છે શોભતી,
રૂડું વાહન સોહ્ય છે વૃષભનું, શોભા ન જાએ કથી.
હસ્તે ત્રીશુળ, ખડ્ગ ને અભય છે, વહ્નિ પરશૂ વળી,
ઘંટા અંકુશ, પાશ, વજ્ર, ડમરૂ, કલ્યાણકારી બળી.
લાડે સ્કંદ ગણેશ બે સમિપમા, તેને હસી ન્યાળતા,
બ્રહ્માથી તૃણ સુધીને પશુપતિ, શ્રી રૂદ્ર સંભાળતા.
સંગે ભૂત પિશાચ વ્રંદ વિંટળ્યાં, વાસો સ્મશાને સદા,
એ દીગંબર યોગિ તે ભિલડિમાં આસક્ત ભૂલે કદા.
જેને યોગિ મુનીવરો રૂદયમાં કષ્ટે સદા શોધતા,
કલ્યાણી ત્રિપુરારિ અંતર પતિ, ગુરૂ પરં બોધતા.
કોટી ભાસ્કરની દ્યુતિ લજવતી, એ શંકરી મૂરતી,
એવા શ્રી મહાદેવ દેવ પતિમાં, નિત્યે ધરૂં સૂરતી.

શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધમાં શ્રી કૃષ્ણચંદ્રના ચરિત્રોની અને શ્રી વાલ્મિકી રામાયણમાં શ્રી રામચંદ્રજીના ચરિત્રોની જેવી સંકળના છે તેવી શ્રી શિવજીના ચરિત્રની અખંડિત સંકલનાનું કોઇ પુસ્તક દેખાતું નથી. શ્રી કૃષ્ણભગવાન તથા શ્રી રામચંદ્રજીના ચરિત્રો તેઓના પોતપોતાના એકજ અવતારનું સંપૂર્ણ વૃત્તાંત છે, અને તેથી એ પ્રત્યેક અવતારનું અવલોકન કરી તેમાંના ચરિત્રનો મર્મ શોધવાનું પ્રયત્ન અગર જો કઠિન છે તો પણ જેના ચરિત્રો, નિરાળાં, નિરાળાં છે, અન્યોઅન્ય સંબંધ રાખતાં નથી, અને કોઇ પણ જાતની જેને સંકળના નથી તેનો વિચાર કરતાં સહેલું છે—આ પ્રમાણે છતાં શ્રી મહાદેવજીના મહિમાનો મર્મ મેળવવો એ મહાન્ શ્રમ છે. એ મર્મ માત્ર ચરિત્ર ઉપરથી સમજાય છે, અને ચરિત્રો અરસ્પરસ, ઉપર દર્શાવ્યું તેમ, સંગળાયલા નથી. આપણી સમક્ષ એક સલ્લંગ સાંકળ નથી પણ છુટાં છુટાં આંકડાઓ છે. એ આંકડાઓને અલ્પ બુદ્ધિ પ્રમાણે જેમ જોડી શકાય તેમ જોડીને, જનમંડળ આગળ જેવી કૃતિ થાય તેવી મુકવી એજ માર્ગ ખુલ્લો દેખાય છે.

આપણે ઉપર કહી ગયા છૈયે કે નિરાકાર બ્રહ્મનું ધ્યાન માત્ર યોગિઓ અને જ્ઞાનીઓનેજ માટે છે. સામાન્ય રીતે બીજા બધાને તે અનુકુળ નથી. મહાદેવજી જેના ઈષ્ટ દેવ છે તે સાધારણ રીતે તેમનુ કેવી રીતે ધ્યાન કરે છે તે આપણે જોઇએ. એ ધ્યાન કેવા પ્રકારનું છે તે આ કીર્ણને મથાળે જે શ્લોક આપ્યા છે તે બતાવે છે—માટે એ શ્લોકમાં જે વર્ણન કરવામાં આવેલું છે તે વર્ણનનું આપણે કંઈક અવલોકન કરીશું.

શિવજીના મૂર્તિમાન સ્વરૂપમાં પહેલું કહ્યું કે તેમના મસ્તક ઉપર ગંગાજી બિરાજે છે. ગ ગાજીની કથા એવી છે કે મહાસમર્થ રાજા સગર જેણે યુદ્ધમાં તાલજંઘો, યવનો,

શકો, હૈહયો અને બરબરોનો પરાજય કરી તેમને મારી નાખ્યા હતા તે ચક્રવર્તિ રાજા સગરે એક મોટો યજ્ઞ આરંભવાનો વિચાર કરી અશ્વને છોડી મુકયો—એ અશ્વના રક્ષણ માટે રાજાના સાઠ હજાર પુત્રો રહેલા હતા. કપીલ મુનીએ તે અશ્વ છુપાવ્યો છે એમ ધારીને એ દુષ્ટ અને મદોન્મત છોકરાઓએ કપીલમુનીને અઘટિત શબ્દ કહ્યા, તે ઉપરથી કપીલમુનીના ત્રીજા નેત્રમાંથી અગ્નિની જ્વાળા નીકળતાં તે સર્વ ભસ્મ થઈ ગયા—પાછળથી સગર રાજાના વંશમાં ભગીરથ રાજા થયો તેણે સ્વર્ગમાંથી ગંગાજીને પૃથ્વિ ઉપર આણ્યા અને તેમના જળના સંસ્પર્શથી સગર રાજાના સાઠ હજાર પુત્રો ભસ્મ થયલી દેહની રાખ દ્વારા સ્વર્ગમાં ગયા. સાગરની મર્યાદા જેનાથી બંધાઈ હતી તે રાજા તે એ સાગર છે. તે ઝેરની સાથેજ અવતર્યો હતો માટે તેનુ નામ સગર પડયું હતું. ગર એટલે ઝેર અને સ એટલે સહિત. જે ચોથી મનુષ્ય જાતિનો રાવણ પ્રતિનધી રૂપ હતો તે જાતિનો ઇતિહાસ દર્શાવનારી આ સગર રાજાની કથા છે. અગર જો તે સમયમા વૈદિક કર્મોનો સારો પ્રચાર હતો તે છતા પણ ધીરે ધીરે કામનું બળ વધતું ગયું. એ કામવૃત્તિવાળો સગર રાજા હતો. ગર એટલે ઝેર તે એ કામવૃત્તિનું હતુ. સગર રાજાના છોકરાઓએ પૃથ્વિને ખોદી નાખી વગેરે વર્ણન છે તેનો અર્થ એ સમજાય છે કે ચોથી મનુષ્ય જાતિનો દેશ જે હાલમા આટલાન્ટીસ નામે ઓળખાય છે તે, પાપના પુંજ વધી જવાથી, એક રાત્રીમાં જળ પ્રલયમાં નાશ પામી ગયો હતો. એ પ્રસંગે પૃથ્વિનાં પૃષ્ટ ઉપર બહુ પ્રકારના ફેરફાર થયા હતા. હીમાલય પર્વત બહાર નીકળી આવ્યો તેનો સમય એજ હતો, ગંગાજીનો પ્રવાહ પણ પૃથ્વિને પાવન કરવા લાગ્યો, અને નવી મનુષ્ય જાતિ—વિશેષ ધાર્મિક વૃત્તિવાળી—નો ઉદય થયો, તેનો રાજા અસમંજસ હતો જેના નામનો અર્થ સામાન્ય જનોથી ઉચી પંક્તિનો

થાય છે. તે યોગિ હતો. તેનો પુત્ર અંશુમાન હતો. અંશુમાન નો અર્થ-(તેનો અંશ જેને વિશે હતો તે.

ગંગાજી સ્વર્ગમાંથી ઊતરે છે, વિષ્ણુ પાળક છે માટે વિશ્વના હિતને માટે તેમને નીચે ખેંચે છે, ધ્રુવ ગંગાજીને રાત દિવસ, પોતાના મસ્તક ઉપર ધારે છે, પછી તે ગંગાજી મેરૂ ઉપર સાત શાખાથી પડે છે, શિવજી તેના પ્રવાહને પોતાની જટામાં સમાવી દે છે જેથી શિવજીને ધૂર્જટી ( ભાર ભૂત છે જટા જેની એમ ) કહે છે.

શ્રી પદ્મપુરાણુ સ્વર્ગખંડ અધ્યાય ૫૩૩ માં ગંગાજીને વિશ્વરૂપિણી નારાયણી કહેલાં છે. વળી વિશેષ કહ્યું છે કે સર્વ લોકના મનોરથ પૂરણ કરવાવાળી બ્રહ્માએ **ધર્મનાં બીજ રૂપ** ગંગાજીને ઉત્પન્ન કીધાં તેથી ધર્મ દ્રવીસા રૂપથી સર્વ ધર્મ પ્રતિષ્ટિત ગંગાજી થયાં. રાજા ભગીરથે તપ કીધો તે વખતે સુમેરૂ પર્વત ઉપર કલહ થયો હતો તે એટલે લગી કે ઘણાજ વેગથી તે પર્વત ફાટી ગયો અને તેમાથી એક મોટું બીલું થઈ ગયું, તેમાંથી ત્રણ પ્રવાહ નીકળ્યા જેને ત્રીસ્રોતો કહે છે. તે જળમાં બ્રહ્મા, વિષ્નુ અને શિવ એ ત્રણેનો યોગ છે. જુદાં જુદાં સ્થળે ઉતરતાં ગંગાજી પૃથ્વી ઉપર આવે છે, એ માર્ગ જીવનો માર્ગ દર્શાવે છે. શિવજી જેને વ્યોમકેશ કહે છે તેમના મસ્તક ઉપર ગગાજી પડે છે. વ્યોમ આકાશ દર્શકછે અને ત્યાંથી ઉતરતાં ગંગાજી હિમાલયમાંથી પ્રગટ થાય છે. એ સ્થળને ગંગાદ્વાર કહે છે. એ જગાએજ કપિલજીનો આશ્રમ હતો. ગંગાદ્વાર ને હરદ્વાર પણ કહે છે. હિમાલય જ્યાં આગળ છે ત્યાં આગળ પૂર્વે સમુદ્ર હતો એવું ભૂસ્તર વિદ્યા કથન કરે છે, તો હરદ્વાર આગળથી ખસતાં ખસતાં બંગાળી અખાતની જગા આગળ સમુદ્રને આવતાં કેટલો કાળ વીત્યો હશે તેની કોઈએ બરાબરી ગણત્રી કરી છે ? ઈ૦ સ૦ની પછી જે કપીલ થયાનું પાશ્ચમ પ્રદેશના વિદ્વાનો

કહે છે તે કપિલ આ ગંગાજીની કથાવાળા કપીલ નહોતા, પણ સત્યુગના કપીલ હતા એમ માનવાને સબળ કારણ છે. કપીલ નામના પુરૂષો તો ઘણા થઈ ગયા છે. **કપીલ જીવ** દર્શાવે છે. ગંગાજી ક્રિયા શક્તિ હોય એમ લાગે છે. દેવી ભાગવતના ૯ મા સ્કંધના ૬ અધ્યાયમાં ગંગા અને સરસ્વતીનો કલહ વર્ણવેલો છે, તેમાં ગંગાને સકામ, પાપ નાશ કરવાવાળી અને સરસ્વતીને જ્ઞાનવાળી, મુક્તિ આપવાવાળી કથેલી છે. શ્રી મચ્છંકરાચાર્ય પોતાના રચેલાં ગંગાષ્ટકમાં ગંગાજીને "क्षोणी पृष्टे लुठती दुरित चय चमूनिर्भरंभर्त्सयंती" કહે છે. "पापपाहारि दुरितारि तरंगधारि" એમ વાલ્મીકજી પણ સ્તવન કરે છે એ. સ્વર્ગ આપવાવાળી છે. સર્વ પ્રકારનાં પાપ સત્કર્મથી ધોવાઇ જાય છે અને એ સત્કર્મના પ્રભાવે સ્વર્ગની પ્રાપ્તિ થાય છે એ વાત પ્રસિદ્ધ છે.

ક્રીયા શક્તિ એક મહા તેજસ્વિ અને અત્યંત બળવાન વિદ્યુત સમાન છે. વિદ્યુત જો સામટી આવી પડે તો વિનાશ થાય છે માટે એવો પ્રવાહ અટકાવવાની અગત્યતા છે, તે વ્યોમકેશ એવા શિવજી અટકાવે છે. ઉપર કહ્યું છે કે વ્યોમ શબ્દ આકાશ વાચક છે. ગંગા શબ્દમાં પ્રથમ અક્ષર ગં એ ગણપતિનો બીજ મંત્ર છે. હવે પછી બતાવવામાં આવશે કે ગણપતિ આકાશ તત્વના અધિષ્ઠાતા દેવ છે. શ્રી પુરૂષોત્તમ દેવ પ્રણીત એકાક્ષર કોષ પ્રમાણે गं गीत गाच गाथास्यात् અથવા गंगीतं च शाखाच આકાશમાં સ્પંદ અને સ્ફુરણા થાય ત્યારેજ વાયુની વ્યક્તિ છે, અને વાયુથી નાદ સંભળાય છે. ગીત અને નાદ એકજ અર્થ વાચક છે. શબ્દ એ આકાશનો ગુણ છે, આકાશમાંથી તે નીકળે છે અને આકાશમાંજ ક્ષય પામે છે. જ્યાં ક્રિયા રહેલી છે ત્યાં આકાશ હોવુંજ જોઇયે, આકાશ નહિં હોય તો ક્રિયા પણ હોઈ શકે નહિં. ગા શબ્દ

ગતિ સુચવે છે. સત્વ ગુણુ, રજો ગુણુ, અને તમો ગુણુ એમ ત્રણુ ગુણુ છે અને તેમજ તે ત્રણુ ગુણાત્મક ત્રણુ શક્તિ છે.

માણુસના દેહનો વિચાર કરીશું તો તેમાં પણ ઇડા, પિંગળા ને સૂષુમ્ણા ત્રણુ નાડી છે. આ ત્રણુને જમના, ગંગા ને સરસ્વતિ નામથી ઓળખવામાં આવે છે.

ક્રિયા એ જ્ઞાન નથી અને જ્ઞાન વિના મોક્ષ નથી. ક્રિયાથી તો માત્ર સ્વર્ગની પ્રાપ્તિ છે, અને તેથીજ સગર રાજાના સાઠ હજાર છોકરાઓને શ્રી ગંગાજીના પાવનકારી સ્પર્શથી સ્વર્ગમાં જવાનું મળ્યું.

કપીલમુનીએ એ સાઠ હજાર સગરપુત્રોને બાળીને ભસ્મ કીધા એથી એમ સમજવાનું નથી કે મુનિ શ્રી ક્રોધને આધિન હતા. તે મહાસમર્થ અનેક અને અદ્દભૂત શક્તિનો ભંડાર હતા એ વાત ખરી છે પણ તે અંશિ, અવતારી પુરૂષ હતા, અને પ્રાણી માત્રનું કલ્યાણુ તેમના કોમળ રૂદયમાં નિવાસ કરી રહ્યું હતું–તે યોગની ઊંચામાં ઉંચી સ્થિતિને શોભાવતા હતા–તે કોઇ જીવના ઉપર રીસ અથવા ક્રોધ કરેજ નહિં–પણુ તે સાઠ હજાર કોના પુત્ર હતા? **સગરના**–સગરનો અર્થ ઉપર કહેલો છે. કામથી જે અનેક વિકારો જન્મ પામે છે તે દર્શાવનારા સગરના સાઠ હજાર પુત્ર છે. એ વિકારોને આધિન કપીલ જેવા કેમ થાય.? તે તો એ વિકારોને પ્રથમથીજ નાશ કરી મુકે છે. એ વિકારો વિશ્વમાંથી નાશ પામતા નથી. તેઓને ગંગાજીનો સ્પર્શ થતાં તેઓ પોતાનું રૂપ પલટે છે અને સ્વર્ગે જાય છે, કે જ્યાં સ્થાઈ રહેવાનું નથી. પાપના વનને બાળી ભસ્મ કરી નાખનારો જે અગ્નિ, તે અગ્નિરૂપ શ્રી ગંગાજીનું પરં નામ છે. ( લલિતા સહસ્ત્ર નામ )

માટે ગંગાજી જેવી મહાન્ શક્તિને ધારણુ કરવાવાળાને મહાદેવ તે કેવા સમર્થ દેવ હોવા જોઇયે તે વાંચકવર્ગ વિચારી લેશે.

જટાજૂટ—વ્યોમ કેશનો અર્થ ઉપર સમજાવી ગયા છૈયે. કેશ એટલે નિમાળા. આકાશ સર્વ અનંત શક્તિઓનું મૂળ છે. એ મૂળમાંથી પાર વિનાની રેશાઓ નીકળે છે અને તે એક બીજાની સાથે અત્યંત ગુંથાઈ ગયલી રહે છે. આ રેશાઓ તેજની રેશાઓ છે. જેમ વીજળીના ઝીણા ઝીણા અનેક તારો એક મધ્ય બિંદુમાંથી નીકળી બધે ફરી વળેલા હોય તેમ આ તેજની રેશાઓ દશેદિશાઓમાં પ્રસરી રહેલી છે જેમ સૂર્યનારાયણના અગણ તેજસ્વિ કર્ણો સૂર્યનારાણના તેજમાંજ ઓતપોત થઈ પ્રસરી રહેલાં છે તેજ પ્રમાણે ઈશ્વરની તેજસ્વિ શક્તિઓ ઈશ્વરના તેજમાં એક બીજા સું ગુંથાઈ જઈ અવકાશને છાઇ વળી છે. તેજ પ્રમાણે અહિ સમજવાનુ છે. બ્રહ્મ આદિઅંત રહિત છે, છતાં સાકાર થઇ જ્યારે મૂર્તિ રૂપે પોતાના ભક્તને દર્શન દે છે ત્યારે તે સંકોચિત્ત બ્રહ્મ છે અને સંકોચિત્ત મૂર્તિના ઉપર અને આસપાસ સઘળે બ્રહ્મરૂપજ જ્યોતિ ઝળકી રહે છે. જટાજૂટમા ગંગાજી બિરાજે છે તે આ અદ્ભૂત સ્વરૂપ અને મોટો મર્મ સમજાવે છે.

કેશ શક્તિનું સ્થાન છે, શક્તિનું વાહન છે, એ વાત આર્ય રૂષિમુનિઓ સારી પેઠે જાણતા હતા. એ વાત માત્ર આર્ય પ્રજામાં મનાતી આવેલી છે એમ નથી. સેમસન એગો નિસ્ટિસની રસભરી વાર્તા—જે પ્રખ્યાત અંગ્રેજી કવિ મિલ્ટનની રચેલી છે તે જેણે વાંચી હશે તેને સારી રીતે આવિદિત હોવું જોઇયે. એ માન્યતા બીજા દેશોમાં પણ ચાલી આવેલી છે.

ત્રિનયનો—મહાદેવજીને ત્રણ નેત્ર છે. ત્રીજું નેત્ર સાધારણ રીતે દિવ્ય નેત્ર કહેવાય છે, કે જેનાથી કંઈ પણ છુપું રહી શકતું નથી. ત્રણ નેત્ર, ત્રણ લોકને ધારણ કરવાવાળા આ દેવ છે એમ સૂચવે છે. તેમજ ત્રણ નેત્ર તે ત્રણ ગુણ, ધર્મ અર્થ અને કામ, ચંદ્ર, સૂર્ય અને અગ્નિ, નાદબિંદુકળા, બ્રહ્મા, વિષ્ણુ

ને રૂદ્રને દર્શાવે છે. વિશ્વ તૈજસ અને પ્રાજ્ઞ દર્શક એ છે એમ કૈવલ્ય ઉપનિષદની ટીકા જોતાં પણ માલમ પડે છે. ત્રિપુરા તાપિની ઉપનિષદમાં પણ લખ્યું છે કે कस्मा त्र्यम्बक मिति । त्रयाणां पुराणाम्बकं स्वामिनं तस्मा दुच्यते त्र्यम्बकं मिति।

સત્યથ બ્રા. ૨–૬–૨–૯ પ્રમાણે રૂદ્રને અંબિકા નામે બહેન છે અને એ બેન એટલે એક સ્ત્રીની સાથે યજ્ઞમાં તેને ભાગ છે માટે તેને ત્ર્યબક (ત્ર્યંબક) કહે છે. રૂદ્ર તે અગ્નિ છે એમ એ ગ્રંથમાં વિશેષ કથન છે (જુઓ ૬–૧–૩–૭) માટે એ અપાતી આહુતિને ત્ર્યંબક કહે છે. શિશિર રૂતુ જેમાં જવરાદિક વ્યાધિથી જીવનો સંહાર થાય છે તેને કેટલાક રૂદ્રની બહેન માને છે ( તૈતિ. બ્ર. ૧–૬–૧૦–૪ ) ગાર્ગાયન રૂષિના મત પ્રમાણે अहं एतत्न એ મહાવાકયને અનુસરતાં ત્રણ નેત્ર છે. अहं જમણું નેત્ર, एतत् ડાબું અને તે બેની ઉપર ત્રીજું તે न. એ ત્રીજા નેત્રથી अहं અને एतत् બન્નેનો નાશ થાય છે તેથીજ શિવજીનું ત્રીજું નેત્ર પ્રલય કારણ છે એમ પરાપૂર્વથી કહેવાતું આવ્યું છે. (જુઓ પ્રણવવાદનું અંગ્રેજી ભાષાંતર વા. ૧ પાનું ૩૩૯.

શિવજીને ભાલે ચંદ્ર વિરાજે છે, અને તેથી તેને ચંદ્રશેખર કહે છે. ચંદ્ર અમૃત ઝરણ કરે છે તેથી ત્રીજા નેત્રથી પ્રલય થાય છે તો એ ચંદ્રના પ્રભાવથી પુનર જન્મ થાય છે ચંદ્ર આહ્લાદકારી છે અને તેમજ પ્રકાશ કર્તા છે, ચંદત્તે ધાતુ ઉપરથી આ સ્પષ્ટ સમજાય છે, આ સઘળું કરનારી શક્તિઓનો આધાર શિવજી છે એમ સિદ્ધ થાય છે.

---

## कीर्ण—५.

શિવજીને પંચાનન, વંચવક્ત, પંચવદન એટલે પાંચ મુખવાળા કહેલા છે વિષ્ણુ ભગવાનને પાંચ રત્નોવાળી જેવિ વૈજયંતિમાળા છે તેવાંજ શિવજીને પાંચ મુખ છે. બન્નેમાં પાંચની સંજ્ઞા આવેલી છે વક્ત્ર શબ્દ વચ્ ધાતુ ઉપરથી થયલો છે અને તે વાણી—વાચાને સૂચવે છે પરા, પશ્યંતિ, મધ્યમા, વૈખરી અને તેથીપર એ પ્રમાણે પાંચ પ્રકારની વાણીનું જે આશ્રય સ્થાન છે તે પોતે શિવજી છે.

શિવજીનું શબ્દમયરૂપ મહાશિવપુરાણ, જ્ઞાનસંહિતા અધ્યાય ૩ માં વર્ણવેલું છે. વિષ્ણુભગવાન ઊંચે જોઇને શંકરને પ્રણામ કરતાં પાંચ અંશ યુક્ત મંત્ર કલાપને પ્રાપ્ત થયા. "તેમાં પ્રથમ અંશરૂપ શુદ્ધ સ્ફાટિક સરખુ મેઘાકાર, સર્વ કામાર્થને સાધનાર ॐ તત્વમસી, એ રિતે કહેલું હર સંબધી માહાવાકયાત્મક મંત્રરૂપ, બીજું ચતુર્વિશતિ વર્ણાઢય ધર્મ, અર્થ, કામ અને મોક્ષ દેનાર ગાયત્રી લક્ષણ, મોટું મંત્રરૂપ ત્રીજો અંશ મૃત્યુંજય મંત્ર, તે પછી ચોથો અંશ પચાક્ષર મંત્ર, તથા દક્ષિણામૂર્તિ સંજ્ઞિત ચિંતામણી મંત્ર, એવી રીતે પાંચ મંત્રને પ્રાપ્ત થઈ ભગવાન એવા હરિએ તેમનો જય કર્યો.

पंच मंत्र तथा लब्ध्वा जजाप भगवान् हरिः—

આગળ કહી ગયલા શ્રી ગર્ગાયન રૂષિના પ્રણુવ વાદમાં પંચ મુખનો મર્મ એવી રીતે દર્શાવ્યો છે કે સૃષ્ટિ ઉત્પન્ન કર્તા સ્વરૂપ નિહાળતા अह एतत् હુ બ્રહ્મરૂપ ધારણ કરૂંછું, એ અહં એક મુખ છે, સૃષ્ટિ કરવાની ઇચ્છા બીજું મુખ છે, પ્રકાશિત થવું એ ત્રીજું છે, કર્મ કરવા ચોથું અને કર્મ નું પરિણામ પાંચમું છે. સંહાર કર્તા સ્વરૂપ નિહાળતાં अहं एततन હું આનો નાશ કરીશ, તેમાં અહં, અહં અને

એતત્‌નો સંબંધ વિચાર, એને છુટા પાડવાની ઇચ્છા, સંબંધ ને તોડી ને એતત્‌નો લય કરવો, અને અંતે અહંનું પણ જતા રહેવું એ પાંચ છે. બીજી રીતે કહિયે તો એ પાંચ મુખ તે જ્ઞાન, ઈચ્છા, ક્રિયા, સમાહાર, અને તેઓનો નાશ છે. જુઓ વાલ્યુમ ૧ પાનું ૩૩૯.

ઉપર વકત્ર ઉપરથી વાણી—વાચાનું સૂચન થાય છે એમ આપણે જોઈ ગયા. એ વાચામાં પ્રથમ અક્ષર છે જે પ્રણવ છે અને અક્ષરથી સર્વની વ્યક્તિ છે તેથી તેજ તથા વાયુની શક્તિ તેમાં પ્રકાશી રહેલી છે એમ કહેવાની આવશ્યક્તા નથી. પાંચ પ્રાણ જે જીવ માત્રના જીવનનો આધાર છે તે એક મહા પ્રાણના અંશ રૂપ છે અને એ પાંચ પ્રાણનું જે મૂળ છે તે સાક્ષાત શંકર છે એમ પંચાનન શબ્દથી સમજાય છે.

મુખ શબ્દ રસ—સ્વાદ—વાચક છે, સ્વાદ લેવો, અનુભવ લેવો એ મર્મ પણ પ્રગટ પડે છે અને તે ઉપરથી જીવના સંબંધમાં પાંચ કર્મેંદ્રી અને પાચ જ્ઞાન ઈંદ્રી પણ સમજવાની છે.

પંચ મુખ તે પંચ બ્રહ્મ નામથી વિખ્યાત શિવજીની પાંચમૂર્તિ છે.

૧ સર્વ પ્રકૃતિ વર્ગનો ભોગ કરવાવાળી તે ક્ષેત્રજ્ઞ જેને ઇશાન કહે છે તે છે.

૨ પરમાત્માની ગુફા છે તે પ્રકૃતિ જેને તત્પુરૂષ કહેછે તે.

૩ ધર્મ આદી આઠ અંગવાળી બુદ્ધિ જેને અઘોર કહેછે તે.

૪ સકળ જગતમાં વ્યાપ્ત એવો અહંકાર જેને વામદેવ કહે છે તે.

૫ સર્વ શરીરમાં સ્થિત એવું જે મનતત્વ જેને સદ્યોજાત કહે છે તે.

શ્રોત્ર ઇંદ્રીય રૂપથી ઈશાન, ત્વક ઈંદ્રીય રૂપથી તત્પુરૂષ, ચક્ષુ ઇંદ્રીય રૂપથી અઘોર, રસના ઇંદ્રીય રૂપથી વામદેવ અને

ઘ્રાણ ઇંદ્રીય રૂપથી સદ્યોજાત, સર્વ જીવોને વિશે સ્થિત છે. (લિંગ. પુ. ઉત્ત. અધ્યાય ૧૪.)

શિવજીની વળી જે અષ્ટમૂર્તિનું પૂજન થાય છે તે [૧] સર્વ, [૨] ભવ, [૩] પશુપતિ, [૪] ઈશાન, [૫] ભીમ, [૬] રૂદ્ર, [૭] મહાદેવ અને [૮] ઉગ્ર છે. એ આઠ મૂર્તિ પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, સૂર્ય, ચંદ્ર, અને યજમાનમાં બિરાજે છે. દેહના સંબંધમાં શરીરનો કઠીન ભાગ પૃથ્વી છે. પ્રવાહી જળ ઇત્યાદિક સામાન્ય રીતે ઘણા ગ્રંથોમાં ગણાવેલુ છે, તેજ પ્રમાણે છે. સૂર્ય નેત્ર છે, મન ચંદ્રમા, અને આત્મા તેજ યજમાન છે (જુઓ લિં–પુ–પૂ–અધ્યાય ૭૦ તથા ૮૬).

સદ્યોજાતાદિની પૂજા પાંચ દિશાઓમાં થાયછે, પાંચનીપાચ દિશા જુદી છે. પુરવ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર અને ઈશાન. એ દિશાઓના એ દેવ–એ રૂપ–અધિપતિ છે ચાર દિશા શિવાય અવકાશ સમસ્ત બતાવનાર ઇશાન છે–સર્વનું અધિપતિપણું-પ્રભુત્વ વાચક ઈશ શબ્દ છે. અવકાશ બ્રહ્મરૂપ ગણાય છે, અને તેથી અવકાશ રૂપ બ્રહ્મ તે શિવજી છે એમ અહિ શિક્ષણ છે.

જે પ્રમાણે ખં (આકાશ) બ્રહ્મ તેજ પ્રમાણે કાળ બ્રહ્મ છે. એ કાળનું સાકારરૂપ વર્તુળ છે જેને માટે વર્ષ સંજ્ઞા છે. સૂર્યનારાયણ ભગવાનનાં એક પરિક્રમણનુ પુરૂ થવુ તે એક વર્ષ છે. એ સ્વરૂપ પણ શિવજી પોતેજ છે. 'सवत्सरो वै प्रजापति' પ્રશ્નોપનિષદ. સંવત્સર રૂપ જે કાળ છે તે પ્રજાપતિ છે. સૂર્ય પ્રાણરૂપ અને ચંદ્રમા રયિરૂપ છે. આ યુગલ રૂપથી સર્વ વ્યવહાર ચાલે છે. વર્ષના બે અયન (માર્ગ) છે પણ આપણને તે વિશે અહિં વિચારવાનુ નથી એ **સંવત્સરને** પાંચ પાદ છે અર્થાત્ પાંચ રૂતુ છે (જુઓ એજ ઉપનિષદ). સાંપ્રત કાળમા રૂતુઓ છ ગણાય છે પણ આગલા–પૂર્વ સમયમાં રૂતુઓ પાચ ગણાતી હતી. કામેષ્ટિના સંબંધમા કથન કરત

સતપથ બ્રાહ્મણમાં વર્ષના બાર મહીના અને પાંચ રૂતુઓ કહેલી છે. (કાંડ ૧. અધ્યાય ૩, ૫. બ્રાહ્મણ મંત્ર ૧૪.) વળી જુઓ એજ ગ્રંથ ( કાંડ ૩. અધ્યાય ૧. બ્રા. ૩. મંત્ર ૧૭. ) આ પ્રમાણે કાળ બ્રહ્મ પણ પાંચ અંશે દર્શન આપે છે. એમ છે તો તે સ્વરૂપે જે હોય તેના દર્શણ પણ પાંચ અંશે થવાં જોઇયે. મહેશ્વર અથવા શિવજી એ પ્રમાણે પ્રકાશી રહેલા છે અને તેથી **સદ્યોજાત** આદિ જે પાંચ તેમની મૂર્તિ કહી છે તે પાંચ મૂર્તિ–મૂર્તિરૂપ અંશથી હંમેશ પૂજાય છે. આવી રીતે કાળબ્રહ્મ પણ શિવજીજ છે. માટે શિર ઉપનિષદ પ્રમાણે

'यौ वैरुद्रः स भगवान् यश्च कालस्तस्मै वै नमो नमः'

એ પંચમુખ, પંચબ્રહ્મ, પંચ તત્વ આદિ બીજું કેટલું બધું સૂચવે છે તેને માટે પંચ બ્રહ્મ ઊપનિષદ વાંચવાની વાચક વર્ગને સવિનય વીનતિ છે.

આ પ્રમાણે સર્વ બ્રહ્માંડ અને પિંડાંડ કેવળ શિવમય છે અને શિવ શિવાય બીજું કંઇજ નથી. આવા ઉત્તમ પ્રકારના જ્ઞાનની પ્રાપ્તિનું સાધન તે શંકરની ભક્તિ અને શંકરનું ધ્યાન છે. રહસ્યના સમજવાવાળા, આ શ્રેષ્ટ જ્ઞાનના અધિકારી, બધા જીવો હોઇ શકતાજ નથી અને તેથીજ સદા શિવની ભકિત અમુક ગુણ ધારણ કરવાવાળા માટેજ કહેલીછે.

સદ્યોજાતાદિ પાચમૂર્તિ જે ઉપર કથન કરવામાં આવી છે તેમા બીજો મર્મ પણ સમાયલો છે. પશ્ચિમ ભણીની વિદ્યા ઉપરજ જેઓ મોહ પામી ગયા છે અને તેનેજ દેખી રહ્યા છે, જેઓ પાશ્ચિમ પ્રદેશના પંડિતોના મુખમાંથી પડતાં વચનો પર પ્રમાણરૂપ માનીને, આપણી આર્યભૂમિને વાંકી દ્દષ્ટિથી જોઈ મનમાં મલકાય છે, તે ભલે નહીં માનો તો પણ આપણે અહિંતો નિશંકપણે કહીશું કે આપણા આર્ય રૂષિવરો જેવા સમર્થ પુરૂષો કવચિતજ દૃષ્ટિએ પડે છે. તેઓ જે જે કથન કરી ગયા છે તે નહિ સમજનારા ભલે નહિ માને, પણ

આપણને દીનપ્રતિદીન જે અનુભવ થતો જાય છે તે તો એમ ખુલ્લી રીતે બતાવી આપે છે કે જે જે વિષયોમાં પશ્ચિમની પ્રજા હજી સુધી અજ્ઞાન છે તે તે વિષયોમાં એ મહાન્ પૂજ્ય રૂષિવરો ઉંડું જ્ઞાન ધરાવતા હતા. થોડા વર્ષો ઉપર જે વાતોને હસી કહાડવામાં આવતી હતી તે વાતો આજે ખરી પડેલી સિદ્ધ થઈ છે. સ્થૂળ ભૂમિકામાંજ જેઓનું મંથન હતું તેઓ સૂક્ષ્મ ભૂમિકાની વાતોને કપોલ કલ્પિત કહેતા હતા એટલુ જ નહિ પણ તે માનનારાને મૂર્ખ લેખતા હતા. આજે તે સૂક્ષ્મ ભૂમિકાની ઝાંખી પશ્ચિમ પ્રદેશના વિદ્વાનોને થવા માંડી છે, અને આર્યભૂમિની વિદ્યાથી તેઓ આશ્ચર્ય પામવા લાગ્યા છે. જેવી સ્થૂળથી પર સૂક્ષ્મ છે તેમજ સૂક્ષ્મથી પર પણ ભૂમિ છે. બ્રહ્માંડની અને પિંડાંડની રચના આપણે જોઈએ છૈયે તેવી એકદમ થઇ નથી. હાલની સ્થિતિ થવાને માટે લાખો વર્ષ લાગેલાં છે. બરફનું ઘટ સ્વરૂપ એકદમ થયું નથી. વરાળ, વરાળથી પાણી, પાણીથી બુરાંની રજકણો જેવું રૂપ, અને અંતે બરફ બને છે. એક વસ્તુને પોતાનું હાલનું સ્વરૂપ પામવાને જુદી જુદી સ્થિતિમાંથી પસાર થવું પડે છે એ ખૂબ લક્ષમાં રાખવાનું છે. આ શિક્ષણ સદ્યોજાતાદિ પાંચ મૂર્તિની કથામાં સમાયલું છે.

આપણી હાલની મનુષ્યજાતિ પાંચમી ગણાય છે એની પૂર્વે ચાર જાતિઓ થઇ ગઈ છે. માણુસના શરીરની હાલની સ્થિતિ એકદમ થઈ નથી. તેના રૂપને જુદી જુદી સ્થિતિમાંથી પસાર થવું પડયું છે. પહેલી મનુષ્ય જાતિનું બંધારણ આપણા બંધારણ જેવું નોતું. જેવી રીતે હાલમાં માણુસની ઉત્પત્તિ થતી જોવામાં આવે છે તેવી રીતે પૂર્વે થતી નોતી. ઉત્પત્તિની ક્રિયામાં પણ ધીરે ધીરે ફેરફાર થતો ગયો છે. વિશ્નુ ભગવાનના ચોથા નૃસિંહ અવતારની કથામાં હિરણ્યકશિપુ માટે કહેલું છે કે હું સ્વેદજથી નહિં મરૂં, ઉદ્ભિજથી નહિં મરૂં

અંડજથી નહિં મરૂં, જરાયુજથી નહિં મરૂં એવું વરદાન તેણે બ્રહ્માજી પાસે મેળવ્યું હતું. પરસેવાથી થતી ઉત્પતિથી, ઈંડાથી થતી ઉત્પત્તિ ઉતરતા જીવોની યોનિ દર્શાવેછે અને માણસ જાતની સાથે તેને લેવા દેવા નથી એમ ઘણા જનો કહેશે. જીવજંતુઓથી ભય પામે એવો હિરણ્યકશિપુ નોતો અને તેને માટે તે હજારો વર્ષનું તપ કરે એમ સંભવતું પણ નથી. ત્યારે એ પ્રમાણે કથન થયલું છે તેનો અર્થ શું છે ? આ પ્રશ્ન સ્વભાવિક છે. એનો ઊત્તર આપવાને આપણે પ્રયત્ન કરીશું, અને તેમ કરવાથીજ પૂજ્ય પાંચ મૂર્તિનો મહિમા માલમ પડી આવશે.

ઉપર કહ્યું તેમ મનુષ્યની ચાર જાતિઓ થઇ ગઈ છે. પહેલી જાત માત્ર છાયારૂપ હતી. જેનાથી એ જાત થઈ હતી તે પિતૃ વર્ગ કહેવાય છે. તેમના શરીરમાંથી છાયારૂપે એ પહેલી મનુષ્ય જાતી પ્રગટ થઈ હતી અને તે સમજાવવાને માટે આપણા પુરાણોમાં સૂર્યની અને સંજ્ઞાની કથા છે. મનમાં પ્રથમ કલ્પના થાય છે. તેનુ પ્રથમરૂપ ઘટ હોતું નથી પણ જુદુંજ હોય છે એમ કહેવાની જરૂર નથી.

બીજી મનુષ્ય જાતી પરસેવાથી થઇ હતી. તેને માટે પહેલી જાતીના કંડુ નામે મોટા યોગીની કથા છે. તે તપશ્ચર્યામાં નિમગ્ન હતા. તેમનો તપ ભંગ કરવા ઇંદ્ર પ્રમલોચા નામે અપ્સરાને મોકલે છે. રૂષિ મોહમાં ફસાઈ પડે છે અને એ અપ્સરા સાથે એક હજાર વર્ષ સુધી ભોગ વિલાસમાં આસક્ત રહે છે. અમુક પ્રસંગથી કંડુ યોગીને ભાન થાય છે કે મેં આશું કીધું, તે પ્રમલોચાને વિદાય કરે છે, અને પેલી પણ ભય પામતા નાશી જાય છે. કંડુજીનું વીર્ય તેણીના શરીરમાંથી પરસેવાના બિંદુરૂપે વૃક્ષોના પાંદડાં ઉપર તે નાંખતી જાય છે. આ ગર્ભને વાયુએ એકઠો કર્યો અને ચંદ્રમાએ પોતાના કીર્ણો વડે તેનું પોષણ કર્યું. આ ગર્ભથી એક કન્યા ઉત્પન્ન થઈ જેનું નામ **મારિષા** હતું.

ત્રીજી જાત પ્રથમ મારિષાથી થઈ. પ્રચેતારૂષિએ દશ હજાર વર્ષ પર્યંત મહાસાગરમાં તપ કીધો હતો. તે વેળા ઝાડી અને વૃક્ષ બહુજ વધી ગયાં અને લોકો નાશ પામવા લાગ્યા. જ્યારે પ્રચેતા જળમાંથી બહાર આવે છે ત્યારે તેમના શરિરમાં થી નીકળતા અગ્નિ અને વાયુ વડે વૃક્ષ અને ઝાડીનો નાશ થવા લાગ્યો. પ્રચેતાને ચંદ્ર શાત પાડે છે અને મારિષા ને પરણાવે છે.

આ કથા શ્રી વિષ્ણુ પુરાણુના ૧૪–૧૫ અધ્યાયમાં આવેલી છે.

અહિં ચંદ્ર રૂષિપ્રચેતાને પોતાની ઉછેરેલી કન્યા આપી શાત પાડે છે- કંડુ રૂષિને કાળ–સમય કેટલો વીતી ગયો એ ભાન નોતું અને તેનું કારણ એ છે કે મનની સંપૂર્ણ વ્યક્તિ થયલી નોતી. મારિષાનાં પ્રચેતા સાથે લગ્ન થયાં તે ઉર્ધ્વ મન અને અધોમનનો સયોગ સૂચવે છે. એ બેનો પુત્ર તે દક્ષ જેનો અર્થ ચતુર, કુશળ, સમર્થ થાય છે. એ દક્ષ ત્રીજી જાતિનો પ્રતિનિધિ હતો.

નાગ જેનો અર્થ મહાત્મા પણ થાય છે તેની ઉત્પતિ ઇડામાથી થાય છે. નાગને ઉત્પન્ન કરવાવાળા પુલસ્ત્ય છે.

દક્ષ પ્રજાપતિ થયા ત્યા સુધી સ્ત્રી પુરૂષનાં શરીર જુદાં પડયા નોતા. દક્ષપ્રજાપતિ પોતાની દેહના બે વિભાગ કરે છે અને તેમાંથી સ્ત્રી અને પુરૂષનાં જુદા રૂપ પ્રગટ પડે છે. ત્રીજી મનુષ્ય જાતિનો મધ્યકાળ વીત્યા પછી આ સજોગ બને છે.

પશ્ચિમ તરફની પ્રજા જે જાતિને લેમ્યુરીઅન નામથી ઓળખે છે તે ત્રીજી જાતિ હતી.

પહેલાં સંકલ્પ, દર્શન, અને સ્પર્શથી સંતતિ ઉત્પન્ન થતી હતી અને મૈથુની સૃષ્ટિ જે થઈ તે દક્ષપ્રજાપતિથી થઈ. ( જુઓ લિં–પુ–અ–૬૩ ) ( વિશ્નુ–પુ–અંશ–૧ અધ્યાય ૧૫ )

ચોથી મનુષ્ય જાતિનો પ્રતિનિધિ રાવણ છે. બીજાની સ્ત્રીથી મોહ પામવાનો આરંભ એ જાતિથી છે, અને ઇંદ્રિઓનું

બળ પણ ત્યારથીજ વૃદ્ધિ પામવા લાગ્યું. એ જાતિ આટલા ન્ટીઅન નામે પ્રસિદ્ધ છે.

પાંચમી જાતિ તે આર્ય જાતિ છે.

આ પાંચ જાતિ પાંચ વર્ણની છે. પહેલી જાતિ શ્વેત કલ્પમાં થઈ તેના અધિષ્ટાતાદેવ સદ્યો જાત હતા જે શ્વેતરૂપ, શ્વેત વસ્ત્ર, શ્વેતમાળા ધારણ કરતા હતા.

લોહિત કલ્પમાં બીજી જાતિ થઇ જેના પ્રતિનિધિ વામદેવ હતા, જેનાં વર્ણ, વસ્ત્ર, ભુષણ, રક્ત હતાં.

પીત કલ્પમાં ત્રીજી જાતિ થઇ જેના પ્રતિનિધિ અઘોર દેવ હતા. તે સમયનો વર્ણપીત હતો.

પછી કૃષ્ણ કલ્પમાં ચોથી મનુષ્ય જાતિ કૃષ્ણ વર્ણની થઈ, જેના ઇશ તત્પુરૂષ હતા.

પાંચમી જાતિ વિશ્વરૂપ કલ્પમાં થઇ તેનો વર્ણ વિશ્વ રૂપ છે. તેના અધિપતિ દેવ ઇશાન છે. વિશ્વરૂપ વર્ણનો અર્થ અનેક વર્ણ થાય છે અને હાલની પ્રજા અનેક વર્ણની આપણે જોઇએ છીએ.

(જુઓ લિંગ. પુ. પૂ અધ્યાય ૨૩ અને ૧૧થી ૧૬.)

પંચાનન શબ્દમાં આટલા બધા ગુઢ અથ સમાયલા જ્યારે આપણે જોઇએ છીએ ત્યારે સસ્કૃત ભાષાને સંસ્કાર પામેલી, દેવ ભાષા સમાન ગણવામાં આવે છે તેનુ કારણ સહજ સમજાયા વિના રહેતું નથી. એની સાથે જે રૂષીવરોએ શ્રી મહેશ્વર અથવા શિવજીના સ્વરૂપનું પ્રથમ ચિંતન કરી સ્વરૂપની રચના ઘટાવી છે તે સાધારણ મનુષ્ય નહિં પણ મોટા અશિજન, અવતારી પુરૂષ હતા એમ કહ્યા વિના ચાલતું નથી તેઓના નાના સરખા મસ્તકમાં કેટલા અનત અને અમુલ્ય ભંડાર ભર્યા હશે તેની કલ્પના પણ કરવાને આપણે અશક્ત છૈયે, એ મહાન્ ભવ્ય તેજોમય મૂર્તિના પાદ્દાવિંદમા શુદ્ધ ભાવે સાષ્ટાંગ પ્રણામ કરીને આપણે કૃતાર્થ–કિંચિત કૃતાર્થ થયલા માની સંતોષ પામીશું.

# कीर्ण ६ ठुं.

જે પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાનને શ્રી વત્સનું શ્યામ ચિન્હ છે તે પ્રમાણે શંકર ભગવાન પોતાની ગ્રીવાએ શ્યામ લાંચ્છન શોભાવે છે અને તેથી તેમને નીલકંઠ કહેલા છે. જયારે અમૃત પ્રાપ્તિને માટે સુર અને અસુરો બન્ને મળીને સમુદ્ર મંથન કરતાં કરતાં સમુદ્રમાંથી પ્રથમ અત્યંત દુષ્ટ અને તિવ્ર ઝેર ઉત્પન્ન થયું હતું જે કાળકૂટ અને હાળાહળ નામથી પ્રસિદ્ધ છે. કાળનો અર્થ ખુલ્લો છે ને કૂટનો અર્થ ચૂર્ણ કરવું થાય છે. ઝેરને જોઇને દેવતા અને દૈત્યો સર્વ ત્રાસ પામી ગયા. પાછળથી બ્રહ્માની પ્રાર્થના સ્વિકારી મહાદેવજી તે ઝેરને પી ગયા, અને તે ઝેર કંઠ આગળ તેમણે ધારણ કરી રાખેલું છે. બ્રહ્મા શિવજીને કહે છે કે "તમે દેવના દેવ અને **અગ્નિમય** છો. આ ઉછળતા ઝેરને અટકાવવા તમે સમર્થ છો. તમ વિના બીજો કોઇ પણ સમર્થ છે નહિં." મહા. શિ. સન્કુ. સં. અ. ૫૦ મો. અમૃતથી ઉલટું ઝેર છે. અમૃત અવિનાશપણું દર્શાવે છે એટલુ જ નહિ પણ અહિં વિશેષ લક્ષમાં રાખવાનું છે તે એ કે શિવજી મહાન્ યોગી પણ છે. જ્ઞાન રૂપી અગ્નિમાં જન્મ મરણનો ત્રાસ બળીને ભસ્મ થાય છે એ કહેવાની જરૂર નથી. શ્રી શંકરાનંદની કૈવલ્ય ઉપનિષદ ઉપરની ટીકામા લખ્યું છે કે "नीलं तमो ऽ ज्ञान कंठे कंठवाश्चिदेक देशे अधिक व्याप्तत्वेन चैतनस्य वर्त्तते यस्य सःनीलकंठः तमिति व्याख्यातं," અજ્ઞાન, અવિદ્યા એજ ઘોર વિષરૂપ છે એમ આથી સ્પષ્ટ છે. ગાર્ગાયન રૂષિના પ્રણવવાદ પ્રમાણે "अहं एततन" હું આ નથી માં ન શિવ સંબંધમાં છે. સમુદ્રમંથનને સમયે જે રત્ન નીકળ્યાં તેમા એ ત્રણ રત્નમાંથી

अहं=હું વિષ્ણુએ લીધું एतत्=આ; બ્રહ્માએ લીધું અને ન નથી, શિવજીએ લીધું. આ ત્રણ સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય વાચક છે. માટે પ્રલય કરવાવાળી જે શક્તિ તેને અનુસરતું હાળાહુળ છે. (જુઓ વો. ૧ પા. ૩૪૦–૧)

આવા સમર્થ શ્રી મહાદેવજી અર્ધાંગે–વામ ભાગે-ડાબી બાજુએ સર્વ કામનાઓ પરિપૂર્ણ કરવાવાળાં ઊમીઆજીને ધારણ કરે છે. એ ઊમીઆજી અથવા ઊમા તે કોણ ? લલિતા શહસ્ર નામમાં ઊમાને ઇચ્છા શક્તિ અને તેથી કુમારી કહેલી છે. વળી એમ પણ બતાવેલું છે કે ઊ એટલે શિવ અને મા એટલે લક્ષ્મિ.

હવે આગળ જે કથન કરવામાં આવશે તે સારી રીતે સમજાવવાને એક બાબત ખાસ લક્ષમાં રાખવાની છે અને તે એ છે કે જીવને જેમ સ્થૂલ, લિંગ, અને કારણ એમ ત્રણ આવરણ અથવા ઉપાધિ છે તેમજ એવાં ત્રણ આવરણ સૂર્ય મંડળને, વિશ્વને, અને બ્રહ્માંડને પણ છે. એ પ્રત્યેક આવરણમાં–ઉપાધિમાં, સાત ભૂમિકા અથવા વિભાગ છે. કારણનું પ્રતિબિંબ લિંગમાં પડે છે અને લિંગનું સૂક્ષ્મમાં પડે છે. બ્રહ્માંડનાં અવ્યક્ત રૂપોનો સમસ્ત સમુહ તે સામ્રાટ છે, એવો લિંગ શરીરનો સમુહ તે સ્વરાટ છે, અને વ્યક્ત સ્થૂલનો સમુહ તે વૈરાટ છે.

શંકરથી પ્રથમ જે શક્તિ ઉત્પન્ન થઇ તે શાંત્યાતીત તત્વ કહેવાય છે, ને તેનાથી માયા થઈ કે જેનાથી જગત નિર્માણ થયું છે. શાંત્યાતીત પદ પ્રથમ છે, બીજું પદ શાંન્તિ છે, ત્રીજું પદ વિદ્યા છે, ચોથું પ્રતિષ્ટાપદ છે અને પાંચમું નિવૃત્તિ પદ છે. (મહા. શિવ. પુ. વાયું. સં. અ. ૭ મો.) શંકરનું બ્રહ્મ સ્વરૂપ આથી વિશેષ શું બતાવી શકે ? માયા ઘણીજ ઉંચી પંક્તિએ છે, પણ તેનાથી પર પણ શાંત્યાતીત

તત્વ છે કે જેનો વિચાર કરવાને આપણું મસ્તક કિંચિત માત્ર અધિકાર ધરાવતું નથી. વિચાર કરવા જતાં મગજ ભ્રમણમાં ભટકી રહે છે. તેનાથી પણ ઉચ્ચ ભૂમિકાનો આ વિષય છે, અને શિવજી તો તેનાથી પણ પર છે ત્યારે તેમને માટે તો શું જ કહેવું અને વિચારવું ?

શિવજી પ્રણવ રૂપ છે એમ ઉપર કહેવામાં આવ્યું છે. પ્રણવ તે ઓંકાર છે, માટે ઉમા તે પ્રણવની શકિત છે. સાધારણ રીતે એવું મનાય છે કે ઓંકારમાં अ उ ने म् સમાયલા છે. ખરી રીતે જોતાં अ ને બદલે आ છે; એટલે आ उ ને म्. લોમ વિલોમના નિયમને અનુસરતાં શબ્દોને ઉલટાવતાં એટલે आ ને છેડે લઇ જતાં उ म् ને आ થાયછે. આનું પરિણામ उम्+आ એટલે उमा છે માટે ઓંમ્ અને ઉમાતે એકજ સ્વરૂપ છે અને ઉમા તે ઓમ્‌રૂપ શંકરની શક્તિ ઝળકી રહે છે. अ નો आ કરવો એ મારા મનનો માત્ર તર્ક છેએમ નહિં માની લેવાની વાંચક વર્ગને મારી સવિનય વીનતિ છે. આ પુસ્તકમા જે કાંઇ અર્થ પ્રગટ કરવાને પ્રયત્ન કરવામાં આવ્યું છે તે સર્વ અર્થને માટે આધાર અને પ્રમાણ આપણાં જુના ગ્રંથોમાં સ્પષ્ટ દર્શાવેલાં છે. મહાશિવપુરાણ, જ્ઞાન સંહિતાના ચોથા અધ્યાયમાં બ્રહ્મા નારદજીને કહે છે કે હરી-એ મહેશ્વર પરમેશ્વરની સ્તુતિ કરી તેમાં કહ્યું છે કે "પ્રણવ સ્વરૂપ, આકાર રૂપ, બ્રહ્મ રૂપ, ઊકાર રૂપ, આદિ દેવરૂપ. તથા વેદાદિ વિદ્યારૂપ એવા દેવને હું નમસ્કાર કરૂં છું." ત્રીજા મકાર રૂપ, શિવ પરમાત્મા × × તમને હું નમસ્કાર કરૂં છું." લિંગ પુરાણ, પૂર્વાર્દ્ધ અધ્યાય ૭૨મા બ્રહ્મા આદિ દેવતા એકાગ્રચિત્તે શ્રી મહાદેવજીની સ્તુતિ કરતાં કહે છે—

चतुष्यष्टि प्रकाराय, आकाराय नमो नमः
द्वात्रिंश तत्त्व रूपाय, उकाराय नमो नम.
षोडशात्मः स्वरूपाय, मकाराय नमो नमः

એજ પ્રમાણે અધ્યાય ૬૧માં આકાર, ઉકાર અને મકાર એમ ત્રિમાત્રા યુકત ઓંકારને ગણેલો છે.

હવે માયા તે શું તેનો કંઈક વિચાર કરીશું. વેદાંત વાદમાં નહિં ઉતરતાં માયા મહેશ્વરની-બ્રહ્મની સત્તા અથવા શકિત છે, તેનો સ્વભાવ છે એમ નિશંસય છે.

मायान्तु प्रकृतिं विद्यात् मायिनन्तु महेश्वरम् (શ્વે. ૯.)

વળી माया अविद्या आवरण–विक्षेप करी शक्ति. (કૈવ ઉ. ટીકા)

બ્રહ્મની, એ શકિતના બે ભેદ છે. નામરૂપ પ્રકાશ કરવાવાળી વિક્ષેપ શકિત અને નામરૂપને પોતાની સત્તાથી ધારણ કરવા વાળી આવરણ શક્તિ જેને અવિદ્યાનું નામ આપેલું છે. शक्तिद्वयं हिमायाया विक्षंपावृति रुपकम् .

विक्षेप शक्ति र्लिंगादि ब्रह्माडान्तं जगत्सृजेत्। अन्तर्दृग्दृश्ययोर्भेदं बहिश्च ब्रह्म सर्गयोः ॥ સરસ્વતિ રહસ્ય ઉપનિષદ.

જે કાંઈજ નથી તે માયા બતાવે છે. માયા ને ઊલટ વાંચતાં યામા વંચાય છે. યા એટલે જે અને મા એટલે નથી. (જે નથી તે.)

યા નો અર્થ ગતિ કરવી, જવું પણ થાય છે. એની પાછળ જા નહિં એવો ઉપદેશ એથી મળે છે.

આ માયાને મહામાયા કહે છે પણ તેનો પ્રાદુર્ભાવ સદાશિવના શરીરથી છે અને એ બેનેજ પ્રકૃતિ પુરૂષરૂપ સમજાવેલું છે. (શિવ પુ. પૂર્વા અ. ૪)

સગુણરૂપિ શિવ શક્તિથી ગુણદ્વારા બ્રહ્મા, વિષ્ણુ અને હર પ્રકટ થાય છે. (એજન અ. ૮). પુરૂષ અને સ્રીનું એક રૂપ જેમાં વામ ભાગે સ્રી છે તે અર્ધનારીશ્વર છે. (એજન અ. ૧૨).

કૈવલ્ય ઉપનિષદની દીપીકાના કર્તા શંકરાનંદજીના મત પ્રમાણે ઉમા બ્રહ્મ વિદ્યા છે.

આ જે આદિશક્તિ ઊંચામાં ઊંચી ભૂમિકા ઉપર અથવા તેથી પર પ્રકાશમાન થાય છે ખરી પરંતુ ધીરે ધીરે ઊતરતાં તેનાં કીર્ણ સાત સાત ભૂમિકાવાળાં આવરણો–અથવા ભૂમિકાવાળી ઉપાધિમાં છેક નીચે આવી રહે છે. પ્રત્યેક સ્થાન પરત્વે તેનાં રૂપ તથા નામ ભિન્ન ભિન્ન જણાતાં જાય છે. આ ભિન્નતા છતાં સાર જોઈશું તો મૂળ જે શક્તિ છે તેજ સર્વસ્થળે વ્યાપી રહેલી છે. આજ કારણથી ઇંદ્રિઓના કલેશમાં ગૌરીને બુધ્ધિ કહેલી છે (વારાહ પુ.)

દુર્ગા જેની પ્રેરણાથી સંસાર. ચાલે છે તેજ માયા કહેવાય છે. " यस्याः परतरंनास्ति सैषा दुर्गा प्रकीर्तिता અથવા दुर्गात्संत्रायते यस्मात् देवी दुर्गेति कथ्यते. " દેવી ઉપનિષદ. માયા ઉપાધિ એજ જગત્‌ની યોની, ગર્ભસ્થાન છે. " मायोपाधिर्जगद्योनि. " ( અધ્યાત્મ ઉપ. ) જે જે કંઇ વ્યક્ત છે તે ઉમારૂપે છે અને અવ્યક્ત છે તે મહેશ્વર છે" व्यक्तं सर्व मुमारुप मव्यक्तं तु महेश्वर" ( રૂદ્ર હૃદય ઊપ. ) વળી पुर्लिगं सर्व मीशान स्त्रीलिंगं भगवत्युमा ( એજન. ) માર્કંડેય પુરાણનો જે ભાગ ચંડીપાઠ નામે પ્રસિધ્ધ છે તેમા કહ્યુ છે કે

नमो देव्यै महादेव्यै शिवायै सततं नमः

नमः प्रकृत्यै भद्रायै, नियताः प्रणतास्म ताम्

પ્રકૃતિ પણ માયાનુંજ રૂપ છે.

પાર્વતી તેજ વિદ્યા, પ્રજ્ઞા,, શ્રુતિ, સ્મૃતિ, ધૃતિ, નિષ્ઠા, જ્ઞાન શકિત, ક્રિયા શકિત, ઇચ્છા શકિત, પરા વિદ્યા, અને અપરા વિદ્યા છે; એજ અનિર્વચનીય સાક્ષાત માયા છે; શિવની આજ્ઞા રૂપ તે એજ છે; શિવ અને પાર્વતિમાં ભેદ નથી. (લિંગ, પુ. પૂ. અ. ૮૭)

ઉપર જે માયા કહી તેને યોગમાયા પણ કહે છે. હું આ નથી. એ મહાવાકયમાં જે હું અને આ છે તેને, સંબંધ થાય છે. માયાના બે ભેદ છે. તેને પ્રકૃતિ નામે ઓળખાવવામાં આવે છે, એક દૈવી પ્રકૃતિ અને બીજી મૂળ પ્રકૃતિ. દૈવી પ્રકૃતિમાં હું અને આ બન્ને વ્યકત થાય છે. મૂળ પ્રકૃતિ અનાત્મ–આ નો સંબંધ ધરાવે છે અને દૈવી પ્રકૃતિ પ્રકાશક છે તેથી હું અને આને જુદાં પાડી વિવેકથી સત્યજ્ઞાન આપે છે.

પ્રજાની ઉત્પત્તિ કરવાની ઈચ્છા ધરનાર બ્રહ્મા મૈથુન સૃષ્ટિ કરી શકયા નોતા અને તેથી તેમણે તપ માંડી શંકરની આરાધના કરી. તેમના તપથી પ્રસન્ન થઇ ભગવાન શંકર અર્ધનારીશ્વર રૂપે પ્રગટ થયા. આ રૂપ તેજ પુરૂષ પ્રકૃતિની મૂર્તિ છે. પ્રકૃતિને શિવ પાર્વતિની શકિત માનેલી છે. (મહા. શિ. પુ. વાયુ. સ. અ. ૨૫)

મહાદેવજી અલિંગ, નિર્ગુણ, નિરાકાર, અખંડ ચૈતન્ય જેના શિવાય બીજું કંઈ છેજ નહિં તે સદાય એકજ છે, તેને રૂપ નથી, રંગ નથી, અને ખરી રીતે જોતાં તેનું નામ પણ નથી. એથી ઉલટું પ્રકૃતિ વિકારવાળી છે, તેનાં અનેક રૂપ રંગ વારંવાર થયાં કરે છે અને તેથી તે ભિન્ન ભિન્ન રૂપ ઓળખવાને ભિન્ન ભિન્ન નામો તે ધારણ કરે છે. એજ સમજવા માટે ઉપર કહેવામાં આવ્યું છે કે અનેક રૂપ ધારણ કરતા એકજ તત્વ છે તે લક્ષમાં રાખવાની જરૂર છે. નામ જુદાં જુદાં કૃતિ જુદી, પણ તત્વ એક છે. માર્કંડેય પુરાણમાં આવેલા ચંડીપાઠમાં જયાં જયાં દેવીની સ્તુતિ છે ત્યાં ત્યાં તેના જુદાં નામ બતાવેલાં છે પણ કહ્યું છે કે એ નામો મધ્યેનું પ્રત્યેક નામ ધરનારી તે હે જગદંબિકે તું પોતે છે, માટે તે રૂપ ધારી તુંને હું નમસ્કાર કરૂં છું.

પ્રકૃતિનું મૂળ જે માયા તેને અજા એટલે જેને જન્મ નથી તે કહે છે તે અજા છે. કેમકે તે બ્રહ્મની શકિત છે અને બ્રહ્મ જન્મ રહિત, આદિ અંત મધ્ય રહિત, અનાદિ છે. એ માયાના ત્રણુ વર્ણ, લોહિત, શુકલ અને કૃષ્ણ છે. ત્રણુ ગુણુવાળી પ્રકૃતિ એનાથીજ છે. ત્રણુ ગુણુની સામ્ય અવસ્થા તે પ્રકૃતિ છે. પ્ર એટલે પ્રથમ, સત્વગુણુ છે, કૃક્રિયાવાચક એટલે રજોગુણુ દર્શક છે અને તિ તમોગુણુવાચક છે.

માયા જે પરમેશ્વરની શકિત છે તેને જગત નિયોની—ઉત્પત્તિ સ્થાન કહ્યું છે તેનું કારણુ હવે સ્પષ્ટ સમજાય છે. ભગવતી મહેશ્વરી તે એજ છે.

શ્રીમદ્ ભાગવતના ૩ જા સ્કંધના ૨૭માં અધ્યાયમ ભગવાન કપીલજીએ દેવહુતિને પ્રકૃતિ પુરૂષનો વિવેક સમજાવેલો છે. એ કથામાં કથન કરેલું છે તે પ્રમાણે પુરૂષ અને પ્રકૃતિ એક બીજાને આશ્રયે જગતમાં સ્થિત છે. જ્યાં પુરૂષ છે ત્યાં પ્રકૃતિ છે અને જ્યાં પ્રકૃતિ છે ત્યાં પુરૂષ છે, પુરૂષ વિનાની પ્રકૃતિ કયાંહી દેખાતી નથી, અને પ્રકૃતિ વિના પુરૂષનું કયાંહી દર્શણુ થતું નથી. એ બેના સંયોગથીજ સૃષ્ટિની સર્વ વ્યકિતની વ્યકિત છે, અને એકનુંજ દર્શન—બીજાના આશ્રય વિનાનું દર્શણુ, તેમાં સંભવતું નથી આખા વિશ્વના આધાર આ અર્ધનારીશ્વર—પ્રકૃતિ પુરૂષ સ્વરૂપને ફરી ફરીને પાદારવિંદમાં મસ્તક મેલી આપણા દોષો ક્ષમા કરવાની કૃપા કરવાને પ્રાર્થના કરી કૃતાર્થ થઇશું.

## कीर्ण—७.

ત્રીજી મનુષ્ય જાતની પૂર્વ શાખાઓમાં સ્ત્રી પુરૂષનાં જોળીઆં જોડાં હતાં એમ આપણે ઉપર કહી ગયા છીએ, અર્ધનારીશ્વરની મૂર્તિ પ્રથમથીજ એ અર્થ સૂચવી રહેલી છે, પુરાણોના અભ્યાસમાં સૃષ્ટિનું વર્ણન આવે છે ત્યાં જે વર્ણન આવે છે તે આદિ–મહાપ્રલયની પછીની સૃષ્ટિનું છે કે ત્રીલોકીના પ્રલય પછીની સૃષ્ટિનું છે તે ખાસ તપાસીને લક્ષમાં રાખવાનું છે. બ્રહ્મના ચિંતનમાં, તેની કલ્પનામાં, અથવા સરળ સમજ માટે કહીએ તો તેના મગજમાં જે રચના ઝળકી રહેલી છે તેનીજ નકલ બ્રહ્મા અને બ્રહ્માની પછી પ્રજાપતિઓ કરે છે, અને તેથીજ ઉપલી આદિ ભૂમિકામા જે નથી તે નીચેની ભૂમિકા ઉપર હોઇ શકેજ નહીં. બ્રહ્માએ પણ પોતાના સ્વરૂપના બે વિભાગ કીધા, સ્વાયંભૂમનુએ પણ કીધા, રૂદ્રે પણ કીધા, અને સ્ત્રી અને પુરૂષનાં સ્વરૂપ ભિન્ન ભિન્ન–જુદાં પાડયાં. જુગલિયું રૂપ આ પ્રમાણે જુદુ પડતાં મૈથુની સૃષ્ટિ થઇ અને તે દક્ષ પ્રજાપતિના સમયથી થઈ છે. એ દક્ષપ્રજાપતિ કોણ છે? એની કથા ઘણા પુરાણોમાં જોવામાં આવે છે. શિવજીની પહેલી સ્ત્રી જે સતિ તે એ દક્ષની પુત્રી હતી. એજ સતીએ દક્ષે કરેલા યજ્ઞમાં પોતાના શરીરનો ભોગ આપ્યો અને પછી હીમાલય પર્વતને ત્યાં અવતાર લઇ પાર્વતી નામ ધારણ કીધું. એ પાર્વતિજીનાં લગ્ન શિવજી સાથે થયા હતાં. ઋગ્વેદમાં અદિતિથી દક્ષ અને દક્ષથી અદિતિ એમ કથેલું છે. વિષ્ણુ પુરાણ અંશ ૧ અધ્યાય ૭માં યુક્તિથી સૂચન કીધું છે કે દક્ષ, મનુઆદિ પ્રત્યેક કલ્પ અને મન્વંતરમાં પ્રગટ થાય છે અને નાશને આધિન રહે છે. મત્સ્યપુરાણના ૧૩ માં અધ્યાય પ્રમાણે દક્ષે એક મોટા યજ્ઞનો આરંભ કીધો અને તેમાં શ્રી મહાદેવજી શિવાય સર્વ દેવતાઓને નિમંત્રણ મોકલ્યું. તે ઉપરથી દક્ષની

પુત્રી અને મહાદેવજીના પત્નિ સતીએ અત્યંત ક્ષોભ પામી યોગાગ્નિથી પોતાની દેહને ભસ્મ કરી દીધો. એ પ્રસંગે દક્ષે પસ્તાઈ દેવીની પ્રાર્થના કરી ક્ષમા માગી ત્યારે દેવીએ તેનો ઉત્તર વાળતાં કહ્યું કે મારો શાપ મિથ્યા તો થનારો નથી અને શિવજીથી તું મરણ તો પામીશ પણ આવતે જન્મે લોક સૃષ્ટિ અર્થે મારી કૃપાથી દશ પ્રચેતાનો તું એક પુત્ર પ્રજાપતિ થઇશ અને મારા અંશ રૂપ સાઠ કન્યાઓ તને થશે. બ્રહ્માના માનસ પુત્રમાં પણ દક્ષ ગણાયલા છે, તે પ્રજાપતિ છે. કેટલાક નામ અધિકાર પરત્વે હોય છે, અને તેથી ભિન્ન ભિન્ન કાળે તે અધિકારનું કામ કરવામાં આવે છે ત્યારે નામ તો એકનું એકજ રહે છે. વળી પિતા તેજ પુત્ર અને પુત્ર તેજ પિતા એ નિયમ વર્તે છે. અદિતિથી દક્ષ થયા પણ એ જે સૃષ્ટિમાં થયા તેનાથી ઉતરતી, તેનાથી વિશેષરૂપ ધારી સૃષ્ટિમાં ઉપલી સૃષ્ટિનું પતિબિંબ છે. એ પ્રતિબિંબ, ઉપલી સૃષ્ટિમાં જો દક્ષનું પ્રાધાન્ય નહિં હોય, ચૈતન્યરૂપ જો દક્ષ નહિં હોય તો, કદી પડેજ નહિં. એ પાડનાર સત્તા, એનો પ્રેરક, દક્ષ છે. ત્યારે નીચલી સૃષ્ટિની અદિતિ તે દક્ષથી છે એમ સ્પષ્ટ છે. બ્રહ્માજીએ સંકલ્પથી મરીચી આદિ પુત્રોને ઉત્પન્ન કીધા હતા તેમા દક્ષ પ્રાણથી થયા હતા. (લિંગ. પુ. પૂ. અ. ૭૦). જ્યાં ત્યાં પ્રાણનું પ્રાધાન્ય છે અને પ્રાણ સ્વરૂપ દક્ષની જ્યાં ત્યાં સત્તા પ્રકાશિ રહેલી છે.

આ પ્રમાણે દક્ષની પ્રથમ ઉત્પત્તિ બ્રહ્માથી છે, દક્ષના ભાઈ વેદ છે. (જુઓ શિવ પુ. પૂ. ૧૦)

દક્ષના સંબંધમાં રા. પૂર્ણેંદુનારાયણસિંહના અંગ્રેજી ભાગવતપુરાણમાં સારૂં વિવેચન છે.

દક્ષ એક પ્રજાપતિ છે. તેની પુત્રી શિવજી સાથે પરણેલી છે. દક્ષે શિવજીને પોતાની એક કન્યા શા માટે દીધી? સૃષ્ટિની રચનાને અર્થે. શિવ તામસિક પ્રકૃતિના નિયંતા છે. તામસિક

પ્રકૃતિમાં જડતા રહેલી છે. સૃષ્ટિમાં ખનીજ, વનસ્પતિ, પશુ, અને મનુષ્ય એમ ચાર યોનિ છે. ચૈતન્ય પ્રથમ ઉપરથી ઉતરતાં આવરણુ પછી આવરણુ ધારણુ કરી ભારે બનતું છેક નીચે આવે છે. એમ થતાં ખનીજની યોની બને છે. ભૂત, પ્રેત પિશાચ આદિ તામસિક વિકારવાળા જેને વીંટલાઇ વળેલા છે એવા શિવજી ઉપરથી નીચે ચૈતન્યને ખેંચી લાવવાને સંપૂર્ણ સમર્થ છે, માટે શિવ અને સતીનું લગ્ન. કોઇક કહેશે કે પ્રથમ મનુષ્યયોનિની ઉત્પત્તિ છે અને પછી બીજી યોનિઓ છે, એ પણુ કહેવું એક રીતે ખરૂં છે, પણુ કલ્પના ભેદથી આ ભેદ પડેલો છે.

જ્યારે ખનિજયોનિ પરિપૂર્ણ થાય છે, ત્યારે પ્રકૃતિનું ઘટમાં ઘટ આવરણુ આવી મળે છે, ને તેનો અનુભવ જીવને થાય છે. હવે એ ઉપાધિમાંથી ધીરે ધીરે મુક્ત થઈ ઉપર ચઢવાનું કામ જીવના કલ્યાણુ અરથે કરવાનું છે. આ ઉપાધિ-ઘટ આવરણો-રૂપોને છિન્નભિન્ન કરી નાંખવાની જરૂર છે. એ પ્રમાણે સંહાર કરવાનું કામ શિવજીનું છે. એ કાર્ય કરવા માટે શિવજીની સાથે પાર્વતી લગ્નથી જોડાય છે. એ પાર્વતિ જડતાદર્શક–ખનિજ યોનિના પ્રતિનિધિ હિમાલયની કન્યા છે.

દક્ષે યજ્ઞ કર્યો અને તેમાં તેની પુત્રિ અને મહાદેવજીની પત્નિ સતીએ પોતાનો દેહ ત્યાગ કીધો તેની કથા ભાગવતના ૪ સ્કંધના ૩ જા અને ત્યાર પછીના અધ્યાયમાં આવેલી છે. એ યજ્ઞમાં શિવજીને આમંત્રણુ નોતું. દક્ષે શિવજીનું પરં-સ્વરૂપ જાણ્યું નોતું, અને વેદના કર્મકાંડનેજ તે જોઈ રહેલો હતો. તે માત્ર શરીરના સુખને જોનારો હતો. અધ્યાત્મિક શિક્ષણુ આપવાનો પણુ સમય આવેલો હતો.

અત્યાર સુધી જે શક્તિ સત્તા ચલાવી રહી હતી તે શક્તિની સત્તાનું સ્વરૂપ હવે બદલવાનો પ્રસંગ હતો. એટલા

માટેજ સતિ પોતાના દેહનો-પોતાના રૂપનો ત્યાગ કરે છે, અને બીજા રૂપે શિવજી સાથે જોડાય છે.

જ્યારે જ્યારે જગત્‌માં મોટા ફેરફાર થવાનો પ્રસંગ આવે છે, ત્યારે ત્યારે મોટી ઉથલપાથલ થઇ રહે છે. ચાલતી સ્થિતિને ભાંગી નાંખી નવી સ્થિતિ કરવાની છે. આજ કારણથી આપણા પુરાણોમાં જુદા જુદા પ્રકારના ઉત્પાતો થયલા વર્ણવેલા છે. યજ્ઞ ભોગદર્શક છે. ચાલતાં આવેલાં રૂપોનો ભોગ અપાય છે માટે યજ્ઞ થયો હતો એમ કથન કરવામાં આવે છે. દક્ષના યજ્ઞનું આ એક રહસ્ય છે.

દક્ષના યજ્ઞનો શિવના અનુચરો આદિ ધ્વંસ કરે છે. દક્ષનું પોતાનું મસ્તક યજ્ઞમાં હોમાઇ જાય છે, બીજાઓની અવદશા થાય છે અને ઘણાકો કઈ કઈ અંગ ખોઈ બેસે છે. શિવજીને અંતે દેવતાઓ સ્તુતિ કરી પ્રસન્ન કરે છે અને શાંતિ વર્તે છે. દક્ષને, બકરાનુ માથું આણી ચોંટાડવામા આવે છે. બકરો ઉત્પન્ન કરવાવાળી શક્તિનું રૂપ ગણાય છે માટે બકરાનું માથું લાવીને ચોંટાડયું એમ કહેવામાં આવ્યું છે. વળી બકરાને **અજ** કહે છે જે પ્રજાપતિ વાચક શબ્દ છે, એટલે હવે જે નવા ફેરફાર થવાના છે તેના કર્તા પણ એજ છે એમ બતલાવે છે. કર્ત્તા સત્તા તો પ્રથમથીજ એક પણ સમય પરત્વે રૂપની ભિન્નતા.

આ યજ્ઞને સમયે શ્રી વિષ્ણુ ભગવાન પોતાના શ્રી મુખથી દક્ષને કહે છે કે, હુ તેજ બ્રહ્મા, અને હું તેજ રૂદ્ર છું, "જે પુરૂષ એક સ્વરૂપ તથા સર્વ પ્રાણીઓના આત્મરૂપ અમને ત્રણ દેવને ભેદ બુદ્ધિથી જોતો નથી અર્થાત્ એકરૂપ જુવે છે તે મુક્તિને પામે છે."

મારા વૈશ્નવ બંધુઓ, આ તમારાં પોતાનાં માન્ય કરેલાં, તમોએ અત્યંત ભાવથી પૂજેલાં અને તમારાથી પૂજાતાં, પરં,

શ્રેષ્ઠ પુસ્તકમાં આવાં શ્રી હરિ–વિષ્ણુના પોતાનાં વચન છે, તે છતાં તમે તે લક્ષમાં નહિ રાખતાં શિવ શબ્દથી અભડાઈ જતા હોવ એમ વરતો છો એ તમારી વર્તણુંક શું બતાવે છે તે તમે શાંતિથી વિચાર કરો, અને શૈવ અને વૈષ્ણવ એ બેમાં લેશ માત્ર પણ ભેદ નથી એમ સમજી સાચું–ઉંચું બંધુત્વ દિપાવો.

સતીએ પોતાની દેહ યોગાગ્નિથી ભસ્મ કરતી વેળાએ કહ્યા પ્રમાણે પ્રચેતા અને મારિષાથી જે પુત્ર થયો તે એજ દક્ષ હતા. તે પણ દક્ષ પ્રજાપતિ છે. આ પ્રસંગ ચાક્ષુસ મન્વંતરમાં બન્યો હતો, અને પુરૂષ અને સ્ત્રીના શરીર જુદાં પડી મૈથુની સૃષ્ટિનો આરંભ થયો તે ત્યારથી. એ સમય ત્રીજી મનુષ્ય જાતિનો હતો.

ભસ્મે ચર્ચિત અંગ–આ પ્રમાણે શિવજી પોતાના વામાંગે પોતાની શક્તિ–ઊમા, સતી, પાર્વતિને ધારણ કરી શોભે છે. તેમને અંગે ભસ્મ લેપન દિપી રહ્યુ છે. એ ભસ્મનો મહિમા જેવો તેવો નથી. ભસ્મ લેપન કીધાથી સર્વ પાપ નાશ પામે છે, યમના દૂતો ભસ્મનાં દર્શણુથી ત્રાસ પામી નાશી જાય છે, અને માણુસ ગમે તેવો દુરાચારી હોય પણ તે જો ભસ્મ ધારણ કરે છે તો જન્મ મરણથી મુક્ત થાય છે. ત્યારે એ ભસ્મ તે શું ? શું માણુસ ખુન કરે, ચોરી કરે, વ્યભિચારમાં મસ્ત રહે, બીજાં કુકર્મ કરે અને ભસ્મ લગાડે તો તે પોતાનાં કુકર્મનાં ફળનો ભોગવનારો થતો નથી ? એમ જો હોય તો સારી વૃત્તિ નહિ રાખતાં, મનમાં આવે તેમ વર્તન રાખતાં, માત્ર ભસ્મ ચોળી રાખવી કે કશાનું લેપન નહિ થતાં મુક્ત સ્થિતિને પમાય. આવું મૂર્ખાઈ ભરેલું શિક્ષણ શ્રી વ્યાસ ભગવાન અને બીજા મહર્ષિઓ કદી પણ જગત્‌ને આપે નહિં, માટે એ ભસ્મનો મર્મ કંઇ જુદોજ હોવો જોઇયે. શિવનું સ્મરણ કરવાથી પાપ ભસ્મ થઈ જાય

છે, માટે એને ભસ્મ કહે છે. ત્રીપુંડ્ ધારણ કીધું તેણે બ્રહ્મા વિષ્ણુ, મહેશ, એ ત્રણે દેવતા, ત્રણ અગ્નિ, અને ત્રણ ગુણ ધારણ કીધા. (પદ્મ પુ. પાતાળ ખંડ ઉત્તરાર્દ્ધ અ. ૨ જો).

દગ્ધ કરેલાં ગોમયની ભસ્મનું ત્રીપુંડ્ર કરવું. પહેલી રેખા અકાર, બીજી ઉકાર ને ત્રીજી મકાર છે. પહેલી રજો ગુણ, બીજી સત્વ ગુણ, અને ત્રીજી તમોગુણ છે. એ ત્રણ ક્રિયા શક્તિ, ઈચ્છા શક્તિ અને જ્ઞાન શક્તિ છે. [સ્કંદપુરાણનો બ્રહ્મોત્તર ખંડ અ. ૧૬]. આ ઉપરથી એમ સમજાય છે કે જે માણસ ઓંકારમય થઈ જાય તે ઉપર બતાવેલાં સર્વ ફળનો અધિકારી છે. ઓંકાર બ્રહ્મનું સ્વરૂપ છે અને ઓંકારમય થવું તે બ્રહ્મરૂપ થવું છે. આથી દ્વૈત મીટે છે અને હુંજ એક બ્રહ્મ છું એ સ્થિતિ પ્રાપ્ત થાય છે. પ્રકૃતિના જે ત્રણ ગુણ તે ગુણની ઉપર સત્તા ચલાવનારો જીવ તેથી પર રહે છે.

મહાશિવપુરાણ વાયુ સંહિતા અધ્યાય ૨૪માં શંકર અગ્નિરૂપે અને પાર્વતિ સોમરસ રૂપે જગતમાં વ્યાપી રહેલાં છે એમ વર્ણવેલું છે. "તે જગત અગ્નીના સંયોગથી ભસ્મ થઇ જાય છે માટે જે માણસ આ જગતને ભસ્મરૂપ માની "अग्निरिति" એ પ્રમાણે મંત્ર ભણી શરીરમાં ભસ્મનું લેપન કરે તે તરત સંસારની જાળમાંથી છુટી જાય છે. ઉપર કહેલી અગ્નિના ચૈતન્ય રૂપ તથા અમૃતમય જે ભસ્મ છે તેને યોગમાં કહેવા મુજબ જો ધારણ ન કરે તો સંસારમાં ફરી જનમવું પડે છે." જગતને ભસ્મરૂપ માની એમ કહિ કંઈક મર્મ પ્રગટ પાડયો છે. જગત નથી એવું ઉંચુ જ્ઞાન થતાં, દ્વૈત ટળિ જતાં જીવ શિવરૂપ થઈ રહે છે. એવા જીવને કર્મનું લેપન નહિ હોય એ સ્વભાવિક છે.

શિવ પુરાણમાં સતીના શરીરની રાખ શિવજી ચોળે છે અને હાંડકાની માળા કરે છે એમ કથન કરેલું છે.

ઘણાં પુસ્તકો—આધારોનું મંથન નહિ કરતાં જ્યાં મર્મ સારી રીતે સમજાયેલો છે ત્યાંજ આપણે દ્રષ્ટિ કરીશું.

પદ્મ પુરાણ પાતાળખંડ ઉત્તરાર્ધના ૧૧માં અધ્યાયમાં એક કથા એવી આવેલી છે કે વીરોચન આદિ દૈત્ય ગૌતમ ૠષિને ત્યાં ગયા હતા, ને તે પ્રસંગે મધ્યાને શંકરનું પુજન થયું હતું. તેના વર્ણનમાં કહ્યું છે કે સઘળાએ ભૂત શુદ્ધિ કરી એવી રીતે કે રૂદય કમળમાં પ્રથમ પૃથ્વિ આદિ પાંચ મહાભૂતોનું સ્મરણ કીધું, તેની મધ્યે મહાકાશનું સ્મરણ કીધું, ને આકાશમાં નિર્મળ અગ્નિનું, તેની મધ્યે મહેશનું શુભ ધ્યાન કીધુ, પછી અજ્ઞાનથી વિંટળાયલો એવો જે જીવ તેનું ધ્યાન શરીરમાં કીધું, શરીરને જ્ઞાનાગ્નિથી ભસ્મ કીધું, આકાશનું આવરણ વાયુ છે તેથી પહેલો વાયુને ભસ્મ કીધો, પછી આકાશને ભસ્મ કીધું, પછી શરીરની અંદરના વાયુને ભસ્મ કીધો, વાયુથી અગ્નિ ઉત્પન્ન થાય છે તેને ભસ્મ કીધો, પછી જળને ભસ્મ કીધું, અને પછી પૃથ્વિને ભસ્મ કીધી, અને છેવટે એ સરવેને આશ્રિત એવા જે સત્વાદિ ગુણ તેને ભસ્મ કીધા અને શરીરને સંતપ્ત કીધું. એમ જ્ઞાનાગ્નિથી સહુને ભસ્મ કરીને શિવનું ધ્યાન કરવામાં આવ્યું.

હવે બ્રાહ્મણો વારંવાર મંત્ર ભણે છે કે "वायुरिति भस्म, जलमिति भस्म । ।" તેનો અર્થ—ખરો અર્થ પ્રકાશિત થાય છે. ભસ્મ નહિ મળે તો જળની ભસ્મ કરવી, તે ન મળે તો પૃથ્વીની કરવી, એવું એવું તેઓ વગર સમજે ભાવિક જનોને સમજાવે છે તે કેવું જુઠું છે. અહીં જે કહ્યુ છે તેનો અર્થ તો એવો છે કે માણસની દેહમાં પાંચ તત્વો રહેલાં છે, એ પાંચો તત્વો ભસ્મ થઈ ગયલાં છે એવી દૃઢ ભાવના કરવી એટલે આવરણોથી—દેહથી, ઉપાધિથી અલગ થઈ જવું અને સ્વતંત્ર પોતે પ્રકાશી રહેવું. ગોમય ભસ્મનો મહીમા સર્વથી શ્રેષ્ટ છે. શા માટે? ગો એટલે ઇંદ્રિ, ગો એટલે દેહ; દેહથી જીવ અળગો થઇ જાય છે એમ બતાવવા માટે આથી વિશેષ સ્પષ્ટ શું કહી શકાય? સતીની ભસ્મ શિવજીએ

ચોળી હતી એમ વર્ણન કરવામાં આવેલું છે. સતી જેમ શક્તિ સ્વરૂપ છે તેમજ પ્રકૃતિ દર્શક છે. આત્મા પ્રકૃતિમાં પડે છે એજ નીચે પડવાનું છે. યોગ એટલે શું ? એની વ્યાખ્યા ઘણી છે, પણ એક વ્યાખ્યા મને પોતાને ઉત્તમ શિક્ષણ રૂપ લાગે છે અને તે એ છે કે पुंप्रकृतयो र्वियोगः इतियोगः પુરૂષ અને પ્રકૃતિનો વિયોગ કરવો એજ યોગ છે. સર્વ બંધનનું કારણ પ્રકૃતિ છે એ કહેવાની જરૂર નથી. બધી વસ્તુઓ બળી જતાં અંતે રાખોડી થઇને રહે છે. માણુસ જ્યાં સુધી દેહ ધારણ કરે છે, જ્યાં સુધી જીવ અને શિવની ઐકયતા થઈ નથી ત્યાં સુધી મુક્ત દશાએ પહોંચેલો જીવ જાણે પ્રકૃતિના અંશ રૂપ–તે બળી જતાં અંતે શેષ, સૂક્ષ્મ ભસ્મ રૂપ રહેલી હોય તેની મધ્યે બિરાજે છે. સ્હેલથી સમજવા માટે આપણે માણુસનાં ત્રણ શરીર, સ્થૂલ, લિંગ અને કારણનું દ્દષ્ટાંત લઈશું. સ્થૂલ અને લિંગ શરીર ભસ્મ થઇ જાય–નાશ પામે તો માત્ર કારણ શરીર રહે. તેમજ ચૈતન્યને સૂક્ષ્મમા પણ અત્યંત સૂક્ષ્મ, તેજનુંજ સહુજ આવરણ રહે ત્યારેજ તે ભસ્મ લેપનવાળો શોભે છે. દુષ્ટમાં દુષ્ટ જીવ પણ અંતકાળે જો આ દશાને પ્રાપ્ત થાયછે તો તે જ્ઞાનથીજ થાય છે, એ જ્ઞાનથી સર્વ કર્મ બળીને ભસ્મ થાય છે, અને તેને જન્મ મરણનો ભય રહેતો નથી. તેણે કાળને પણ જીતેલો છે, અને તેથી યમદૂતો તેનાં દર્શનથી ત્રાસ પામી ભાગી જાય છે. એ દશાને પ્રાપ્ત થયલો જીવ તે જીવ નથી પણ શિવ છે. એવા જીવ જે માર્ગે ગયલા છે તે માર્ગ અમારી દ્દષ્ટિએ પાડો, તે માર્ગે જવાને અમને સન્મતિ અને શકિત આપો, એજ મહા સમર્થ, કલ્યાણ કરવાવાળા, અદ્દભુત શકિતના આશ્રય શ્રી સદાશિવ પ્રત્યે આપણી દીન પ્રાર્થના છે.

---

# कीर्ण ८ मुं.

જેને અંગે ભસ્મ શોભી રહી છે, તેને આભૂષણુમાં, જે ભસ્મને અનુસરતાં હોય, તેજ હોવાં જોઇયે. હીરા, માણેક, મોતી, સુવર્ણુ, ચાંદી, એ સ્થળે કેવળ નિરૂપયોગી છે. ત્યારે ભૂષણુમાં આપણે શું જોઇએ છૈએ ? ભૂષણુમાં ભૂજંગ–ભૂજંગ એટલે નાગ, સર્પ. જ્ઞાનની અને કાળની વ્યક્ત સંજ્ઞારૂપ એ મૂર્તિ છે. વિષ્ણુ–ભગવાન ક્ષીર સમુદ્રમાં શેષ નાગ ઉપર શયન કરે છે. શેષ નાગના સબંધમાં શ્રી કૃષ્ણુ દર્શનમાં વિસ્તારથી કથન કરવામાં આવ્યું છે, અને તેથી તે ફરીથી અહિં લખવાની જરૂર નથી. કાળ સ્વરૂપ મહાદેવજી છતાં કાળદર્શક ચિન્હ તે ધારણુ કરે છે તે યોગ્ય છે. શ્રી ગાર્ગાયન રૂષિના પ્રણુવવાદ પ્રમાણે ગરૂડજી જ્ઞાનદર્શક ખંડ કાળ છે, અને મહાદેવજીનાં સર્પભૂષણુ જુદાં જુદાં કાળચક્રને સૂચવે છે.

આગલા સમયમાં મહાન્ યોગી, ગુપ્ત અથવા બ્રહ્મ વિદ્યાના જાણુનારા મહાત્માઓને નાગ નામથી ઓળખવામાં આવતા હતા. અમૃતને સાચવી રાખનારા તેઓ હતા એમ જગતમાં પ્રસિદ્ધ હતું. અમૃત મેળવવું હોય તો નાગ લોકમાં જવાને કહેવામાં આવતું હતું. એવા મહાત્માઓનો નિવાસ પર્વતોમાં ગુપ્ત હતો. અહીન્ નાગને કહે છે અને અહીન્ એટલે હિંસા નહિ કરનારા એમ મત્સ્ય પુરાણુનું કથન છે, એટલાજ માટે હીમાલયને મહાત્મા–અહીન્નું સ્થાન કહેલું છે. વીલસન નામનો અંગ્રેજી વિદ્વાન પોતાના સંસ્કૃત–અંગ્રેજી કોષમાં નાગ શબ્દ માટે કહે છે કે પર્વતમાં વસનારા તેથી નાગ કહે છે.

યોગિઓ—મહાત્માઓ—બ્રહ્મ વિદ્યામાં પ્રવીણુ, કાળચક્રને જીતનારા હતા. કાળનો ભય તેમને નોતો. બ્રહ્મવિદ્યામાં જે

પૂર્ણ પ્રવિણ નહિં હોય તેઓ જન્મ મરણનાં ત્રાસથી–કાળની કૃતિથી મુક્ત નથી. ગરૂડને સર્પ સાથે સદાય વેર હોય છે. ગરૂડ મહાન્ કાળચક્ર છે. તે સર્પનું ભક્ષણ કરે છે પણ નાગોને તો પોતાના અંગ ઉપર ધારણ કરે છે. ગરૂડોપનીષદમાં ગરૂડને "ઊગ્ર ભયંકર કાલાનલ રૂપ" કહે છે. વળી ધ્યાન એવા પ્રકારનું છે કે—

अनन्तो वाम कटको यज्ञ सूत्र तु वासुकिः

तक्षकाः कटिसूत्रं तु हारः कार्कोट उच्यते इत्यादि.

યોગીઓના ઇશ્વર જે શંકર તે જ્ઞાન અને બ્રહ્મા વિદ્યા સૂચક ભૂષણ ધારણ કરે એના જેવું બીજું કશું વાસ્તવિક હોઈ શકેજ નહિં.

એજ પ્રમાણે મહાદેવજીનું અંગઓઢણ પણ અર્થ વાચક છે. શિવપુરાણમાં શ્રી મહાદેવજીના અનેક ચરિત્રોમાં અંધકાસુરના વધનું આખ્યાન આપેલું છે. અંધકે એવું વરદાન મેળવ્યું હતું કે જે પુરૂષ અથવા સ્ત્રી કામદેવને આધિન હોય તે મને મારી શકે નહીં, ત્રણ લોકથી હું વિશેષ બળવાન રહું, અને ત્રણ લોકમાં મને કોઈ જીતી શકે નહિં. તે જગતને પીડાકારી થઇ પડે છે, અને મહાદેવજી ત્રીશુળથી તેને વિંધી નાંખે છે, અને તેના શરીરનું ચર્મ ધારણ કરે છે. મહાદેવજી દૈત્યની પ્રાર્થનાથી પ્રસન્ન થઈ તેને કહે છે કે "આ તારૂં શરીર મારૂં લિંગ થઈ રહેશે" આ શબ્દો ઘણાજ અગત્યના છે. વારાહ પુરાણના ૨૭માં અધ્યાયમાં એજ કથા આપેલી છે, પણ તેમાં સહજ ફેર છે. તેમાં એક વાત વિશેષ એવી છે કે અંધકાસુરને પ્રહાર થતાં તેના જેવાજ સ્વરૂપના અનેક દૈત્ય તેના લોહીમાંથી ઉત્પન્ન થયા. આ પ્રસંગ માર્કંડેય પુરાણની રક્ત બીજ દૈત્યની કથાનું સ્મરણ કરાવે છે. તે દૈત્ય અહંકાર અથવા ક્રોધ હતો. ત્યાં મધુકૈટભ તમો ગુણ રજો ગુણ હતા

એમ શાંત્તિપર્વના ઉત્તરાર્ધ્ધથી આપણને સમજાય છે. અંધક શબ્દથી અજ્ઞાનનું ભાન થાય છે. એ દૈત્યનું બીજું નામ ગજાસુર હતું. ગજ એટલે શબ્દ. શબ્દ કરનારો જે હું તે એટલે અહંકાર રૂપ એ દૈત્ય દેખાય છે. ગજ શબ્દ આકાશ વાચક છે અને આકાશથીજ ગર્જના છે ત્યારે હુંપણાનો જેણે પરાજય કીધો છે, અજ્ઞાનનો જેણે નાશ કીધો છે એવો જે આત્મા તે પરમાત્મા શિવજી છે. વાઘાંબર ધારણ કર્ત્તા કહેવામાં પણ એજ મર્મ રહેલો છે. લિંગ શબ્દનું રહસ્ય ચિન્હ રૂપ થાય છે એમ આગળ કહી ગયા છઈએ તારા શરીરનું ચર્મ મારૂં લિંગ થઈ રહેશે એમ કહી સમજાવ્યું છે કે શબ્દ એજ જેનું સ્વરૂપ છે તે. જ્યાં એક ટળીને અનેક થવાનો ઘંટ વાગે છે ત્યાં શબ્દ સ્વરૂપ વ્યકિત પ્રકાશે છે. હું થતાંજ વિશ્વરૂપ વૃક્ષનું બીજ ખીલવા માંડે છે.

આ સમયે જેને આપણે રૂપ અથવા દેહથી ઓળખાવી શકીએ તે શુદ્ધ નિર્મળ, તેજોમય હોય છે, અને તેથી સ્ફાટિક સમાન તેને કહેલી છે.

દશભુજ—ભુજ દિશા દર્શક છે; ચાર દિશા લેવામાં આવે ત્યાં ચતુર્ભુજ, આઠ ત્યાં અષ્ટભૂજ, અને દશ ત્યાં દશભુજ કહેવાય છે, દિશાઓ દશ પણ કહેવાય છે, અને મહાદેવજીનાં પંચમુખ છે તેથી દશનો આંક વધારે પસંદ કરવા જોગ છે. દશ દિશાને જે મહાન્ શક્તિ—દેવ—ધારણ કરે છે તે એ મહાદેવજી છે.

હવે રૂદ્રાક્ષનું મહાત્મ્ય શું છે તેનો આપણે કઇંકિ વિચાર કરીશું. એ વિષય ઉપર રૂદ્રાક્ષ જાબાલોપનિષદ ઘણો પ્રકાશ પાડે છે. ત્રિપુરના વધના પ્રસંગે શ્રી રૂદ્ર એટલે શિવજીનાં નેત્ર પંકજ બિડાઇ ગયાં હતાં અને પછી તે પ્રફુલ્લ થયાં ત્યારે તેમાંથી જળનાં બીંદુ પડયાં જે બિંદુમાંથી રૂદ્રાક્ષનાં વૃક્ષ થવા લાગ્યાં. રૂદ્રાક્ષ એકમુખીથી ચૌદમુખી સુધીની હોય છે. પ્રત્યેક મુખવાળી

રૂદ્રાક્ષ વિષે એ ઉપનિષદમાં વિવેચન કીધું છે અને તે વિવેચન ઘણુંજ મનન કરવા જેવું છે. એકમુખી પરતત્વ સ્વરૂપી છે, બેમુખી અર્ધનારીશ્વરાત્મક છે, ત્રણમુખી અગ્નિના ત્રણ સ્વરૂપ દર્શક છે, ઈત્યાદી ચૌદ અંક સુધી પ્રત્યેક અંકથી શું જ્ઞાન મેળવવાનું છે તે બતાવ્યું છે. બારમુખી રૂદ્રાક્ષને મહાવિષ્ણુનું સ્વરૂપ આપેલું છે તેમજ બાર આદિત્યરૂપ પણ કહેલી છે. આ ચૌદ પ્રકારની રૂદ્રાક્ષનું વિસ્તારથી વર્ણન મોટા ગ્રંથમાં થવું જોઇયે, અહિં તો માત્ર દિગ્દર્શન કરાવવાનું છે અને તેથી બારમુખી રૂદ્રાક્ષ દૃષ્ટાંતરૂપે લઈશું. એ વિષ્ણુ સ્વરૂપ છે. મહાવિષ્ણુનો મંત્ર પ્રણવ સહિત ॐ नमो भगवते वासुदेवाय છે. જે દેવનો જે મંત્ર તે મંત્ર તે દેવનું સ્વરૂપ છે. આ મંત્રમાં બાર અક્ષર છે, અને પ્રત્યેક અક્ષર સમજવાની વિદ્યા છે. (જુઓ વામન પુરાણ અધ્યાય ૬૧). રૂદ્રાક્ષનુ મૂળ બ્રહ્મા, નાળ વિષ્ણુ અને મુખ રૂદ્ર છે.

રૂદ્રાક્ષ ધારણ કરી કે જાણે શિવજીનું જ્ઞાન ધારણ કર્યું એમ નિશ્ચય સમજવાનું છે. (જુઓ શિવ. પુ.)

મહાશિવપુરાણ વિદ્યેશ્વર સંહિતાના ૨૫માં અધ્યાયમાં રૂદ્રાક્ષનો જાબાલોપનિષદને મળતોજ મર્મ બતાવેલો છે.

આ ઉપરથી જુદી જુદી વિદ્યા—જુદા જુદાં જ્ઞાનને માટે સંજ્ઞારૂપ રૂદ્રાક્ષ મનાયલી છે એમ અનુમાન થાય છે. ચૌદ પ્રકારની રૂદ્રાક્ષ છે તેમજ ચૌદ વિદ્યા પ્રસિદ્ધ છે. ચૌદ મનુ, ચૌદ ઈદ્રિ એમ ચૌદનો આંક અગત્યનો થયો છે. રૂદ્રાક્ષમાં રૂદ્ર અને અક્ષ બે શબ્દ સમાયલા છે. અક્ષ એટલે આંખ અને તેથી જોવું. જ્યાં જોવાની ક્રિયા થાય છે ત્યાં કાળ તથા અવકાશ હોવાંજ જોઇયે. જોવું એ જ્ઞાન પ્રાપ્ત કરવું છે. આંખનું સ્થાન જે દેવનું છે તે પ્રકાશદાતા, રૂપને પ્રગટ કરી ઓળખાવનારા છે. માટે રૂદ્રાક્ષથી કાળ, અવકાશ, તથા પરમેશ્વર પોતે એમ ત્રણે સ્વરૂપનું જ્ઞાન થાય છે. જ્યાં સુધી જગત

છે ત્યાં સુધી કાળ અને સમય ખંડ રૂપે વ્યક્ત છે. ચૌદ મનુ એ કાળ ચક્રનું પ્રમાણુ બતાવે છે. આવી રીતે વિચારતાં રૂદ્રાક્ષનો મહિમા જેવો તેવો નથી. તેને જે ધારણુ કરે એટલે તેનો મર્મ જે સમજીને તે પ્રમાણે વર્તે તે જીવ જન્મ મરણુ થી મુક્ત થઇ સાક્ષાત શિવસ્વરૂપે શોભી રહે એમાં જરા પણુ સંશય નથી. પરમાત્મા પોતાના સ્વરૂપમાં જ્યાં સુધી લીન થઈ નેત્ર મીચી રાખે છે ત્યાં સુધી પ્રલય છે, જ્યારે તે નેત્ર ખોલે છે કે સૃષ્ટિ દૃશ્યમાન થાય છે, જ્યાં સુધી નેત્ર પ્રફુલ્લ-ખુલ્લાં રહે છે ત્યાં સુધી સૃષ્ટિ દ્રષ્ટિગોચર છે અને નેત્ર કમળ બંધ થતાં તે લય અવસ્થાને પ્રાપ્ત થાય છે.

જીવના સંબંધમાં જ્યાં સુધી અંતર્યામિએ તેના ઉપર કૃપા કરી નથી ત્યાં સુધી તેને સઘળું અંધારૂં છે.તેની અંત દૃષ્ટિ ખીલે છે ત્યારેજ સ્વપ્નવત શું અને સાચું શું તેની તેને પરિક્ષા થાય છે. જ્ઞાન ચક્ષુ કહો, દિવ્યચક્ષુ કહો, જે કહો તે એ રૂદ્રાક્ષ છે.

રૂદ્રાક્ષમાં આવું ઉચા પ્રકારનું શિક્ષણુ સમાયલું છે.

શિવપુરાણુમાં વર્ણવેલાં સતીનાં આખ્યાનમાં કહ્યું છે કે શિવજીએ સતીનાં શરીરની ભસ્મ પોતાને શરીરે ચોળી અને તેના હાડકાંની માળા કરી. પદ્મપુરાણુના પાતાળ ખંડમાં એક સ્થળે એવું લખ્યું છે કે મહાદેવજીની કોટમાં એક માળા હતી તેમાં બ્રહ્માંડ ગુંથેલાં હતાં. આવી મતલબનાં સઘળાં કથનનો અર્થ એકજ છે. સતી પ્રકૃતિનું સ્વરૂપ છે અને સર્વ સૃષ્ટિ, સર્વ બ્રહ્માંડ, પ્રકૃતિ છે. લય થતાં પ્રકૃતિ દ્રષ્ટિગોચર થતી નથી. ત્યારે વારંવાર થતો સૃષ્ટિનો, બ્રહ્માંડનો લય દર્શાવનાર એ માળા છે. આ અર્થને શ્રી ગાર્ગાયન રૂષિનો પ્રણુવવાદ પુષ્ટિ આપે છે. શિવ કર્તા, શિવ સંહરતા અને અનેક થઈ ગયલાં બ્રહ્માંડોના સાક્ષી પણુ શિવ.

શિવજીનું વાહન વૃષભ છે. પ્રણુવવાદ પ્રમાણે હંસ અવકાશ દર્શક અને વૃષભ ગતિ દર્શક છે. વૃષભ જ્ઞાન અને

ક્રિયા સાથે સંબંધ રાખે છે. વૃષ્યતે ઉપરથી ગતિ કરે છે, ગુપ્ત રાખે છે, અને સંહાર કરવા ભણી વાળે છે, એવો અર્થ ગાર્ગાયન રૂષિએ કરેલો છે.

આપણા પુરાણો ઉપરથી જણાય છે કે જ્યારે પિતામહ બ્રહ્માજીએ સૃષ્ટિ રચવાનો પ્રથમ વિચાર કીધો ત્યારે તેમનાં શરીરમાંથી સર્વ લક્ષણ સંપન્ન એક પુરૂષ પ્રગટ થયો, તેનો વર્ણ શુદ્ધ શ્વેત હતો, તેણે શ્વેત વસ્ત્ર ધારણ કીધાં હતાં, તેણે જે માળાઓ પહેરી હતી તે પણ શ્વેત હતી, મતલબ કે તેનામાં કંઈ પણ કલંક નોતું. બ્રહ્માજીની શી આજ્ઞા છે તે વિશે તેણે પ્રશ્ન કીધો. બ્રહ્માજીએ ઉત્તર વાળ્યો કે જગતનું પાલન કરો, અને આ સ્વરૂપ પલટી નાંખી વૃષભરૂપ ધારણ કરો. વિશેષ એમ કહેવામાં આવ્યું કે તારૂં ઓંકાર સ્વરૂપ છે અને તારૂં ધર્મ નામ પ્રસિદ્ધ થશે. (વારાહ પુ. અ. ૩૨) મત્સ્ય પુરાણના ૯૩ મા અધ્યાયમાં નવગ્રહ શાંતિ માટે યજ્ઞ નો પ્રકાર દર્શાવેલો છે તેમાં એક મંત્રમાં કહ્યું છે કે " હે વૃષભ તું વૃષભ રૂપે ધર્મ, જગતને આનંદ કરનાર અને અષ્ટમૂર્તિ શિવનું આધિષ્ટાન છે, માટે મને શાંતિ દે."

આ ઉપરથી વૃષભ તે ધર્મ છે એમ સ્પષ્ટ સમજાય છે. વિશ્વને ધારણ કરી રાખે તે ધર્મ. સૃષ્ટિના સર્વ નિયમો ઉત્પત્તિ, સ્થિતિ, અને લયના, સર્વ વ્યવહારનું મૂળછે. કુદરતના નિયમો હાલના વખતમાં જે કહેવાય છે તે બતાવનાર ધર્મ છે. ધર્મ સર્વનું બીજ છે અને ધર્મને અનુસરીને જે વર્ત્તે છે તેજ પોતાનું શ્રેય કરી શકે છે. જીવ અને ઈશ્વર વચ્ચેનો સંબંધ આ નિયમોથી સમજાય છે, તેથી જીવનો ઈશ્વર સાથે શું સંબંધ છે એ બતાવનાર ધર્મ છે. આ સંબંધના ઉપરજ માણસનાં સર્વ આચરણનો આધાર છે. ધર્મથી ઉલટો ચાલનારો વિનાશને માર્ગે જાય છે એ કહેવું કેવું સત્ય છે તે આથી સારી રીતે

સમજાય છે. એ ધર્મ રૂપી વૃષભને ચાર પગ છે. કૃત્યુગમાં તે ચાર પગે ઉભો રહે :છે, કહેવાનો હેતુ એ છે કે તે સમયમાં ધર્મ પરિપૂર્ણ રીતે પળાતો હતો, ત્રેતામાં તે ત્રણ પગે, દ્વાપરમાં બે પગે, અને કળિયુગમાં તે એક પગેઉભો રહે છે. સમજવાનું એ છે કે જેમ જેમ કાળ બદલાતો ગયો તેમ તેમ અશ્રદ્ધા અને દુર્ગુણોનું બળ વધતું ગયું છે.

શ્રી મહાદેવજીના મંદીરમાં પ્રથમ—આગલા મંડપમાં એ વૃષભ જેને પોઠીઆ નામથી સહુ ઓળખે છે તેની મૂર્તિ સ્થાપન કરેલી હોય છે. પ્રથમ એ મૂર્તિને નમન કીધા શિવાય જે અંતર મંડપમાં મહાદેવજીનું બાણુ સ્થાપિત હોય ત્યાં જવાને, માણુસને અધિકાર નથી. વૃષભને સ્પર્શ કરવોજ જોઇયે. દર્શણુ કરવા જનારે દર્શન કરતાં પહેલાં એમ બતાવવું જોઇયે કે હું ધર્મ પાળનારો અને તેથી દર્શનનો અધિકારી છું. મહાદેવના મંદીરમાં દર્શણુ રાત દીવશ બધી વખતે–જ્યારે ઇચ્છા થાય–ત્યારે થઈ શકે છે, કેમકે અંતર્યામિ રૂપે એ નિરંતર પ્રકાશે છે. તે સદાય જાગતા જોધ છે, એને ઊંઘવાનું નથી, જાગવાનું નથી, વસ્ત્ર ધારણુ કરવાનું નથી, શણુગાર જોઇતા નથી. મહાપ્રસાદ લેવાના નથી, કંઇ નથી. સાક્ષાત ઇશ્વરનું જે સ્વરૂપ હોય તેને એ કશાની જરૂર નથી, અને તેને કંઇ હોઇ શકેજ નહિ. તે અખંડ નિર્મળ ઝળહળ જ્યોત પ્રકાશી રહે છે.

દેવતાઓએ વૃષભની સ્તુતિ કરતાં કહ્યું છે કે

नमोस्तु ते देववर्य्य, स्वर्ग मार्ग प्रदर्शक
कर्म मार्ग स्वरुपाय, सर्वगाय नमोनमः
त्वयैव पाल्यते पृथ्वी त्रैलोक्यं च त्ययैवहि

× × × ×

विद्यतेत्व द्विहीनंतु सद्यो नश्यति वै जगत्

સ્વર્ગનો માર્ગ બતાવનાર, કર્મનો માર્ગ બતાવનાર તે ધર્મજ છે. ધર્મ નહિં હોય તો જગત નાશ પામે. એ ધર્મ તેજ આ મહાદેવજીનો વૃષભ છે.

શિવજીના હાથમાં જે આયુદ્ધ ઈત્યાદિ કહેલાં છે તે પણ અર્થ સૂચક છે. શ્રી કૃષ્ણ દર્શનમાં આયુદ્ધનો મર્મ દર્શાવેલો છે તે વાંચવાની વાંચકવૃંદ કૃપા કરશે. અહિં જે નવિન લાગે તેવાને માટે ટુંકામાં કથન કરીશું. ત્રિશૂળ ત્રિગુણને ભેદનાર. ખડગ જ્ઞાનદર્શક–જળતત્વ અને અજ્ઞાનનો નાશ કર્તા, વટ્વાગ્નિ, સંહારકારક પ્રલયદર્શક, ઘંટા વિશ્નુના શંખની પેઠે શબ્દરૂપ, અવિદ્યાને દુર કર્તા, વજ્ર અધર્મનો નાશ કરવાળી બુદ્ધિ, પાશ જેણે વતી જીવને બાંધી લેછે ને જેથી તેને મુક્ત કરે છે તે, ડમરૂં ઘટિકાયંત્ર સમાન, કાળ વહી જાય છે, ઉડયો જાય છે ને અટકતો નથી એવું બનાવનાર, ઇત્યાદિ, ઇત્યાદિ.

મહાદેવજીનાં સ્વરૂપનો જેમ જેમ આપણે વિચાર કરતા જઇએ છૈએ તેમ તેમ આપણે આશ્ચર્ય પામતાં દીગ્મુઢ જેવા થઈ જઇએ છૈએ. પ્રત્યેક અંગને–અવયવને–બીજાની સાથે સંબંધમાં લાવતાં નવ નવા અદ્ભૂત રંગ દૃષ્ટિગોચર થાય છે. આપણે એકજ બાબતનો, દૃષ્ટાંત તરીકે, વિચાર કરીશું. માણુસ ત્રિવિધતાપથી પીડાતો છે અને તાપની પીડા જેવી તેવી નથી. તે પોતાના ઇષ્ટદેવ પાસે શાંતિની પ્રાર્થના કરે છે. બધા માણુસના ઇષ્ટદેવ એકજ હોતા નથી. દેવ તો તેત્રીશ કરોડ છે પણ તેમાં મહાદેવ–મોટા દેવ તો શંકરજ છે. ત્રિવિધતાપ સમાવવાવાળો બીજો કોઈ પણ દેવ એના જેવો સમર્થ નથી. આ શા ઉપરથી જણાય છે? તાપ સમાવવાનાં જે જે કંઇ સાધન છે તે સર્વ એમની પાસે છે અને બીજા પાસે નથી-પ્રથમ બરફ લઈશું. હીમાલય–બરફનુંજ સ્થાન છે. જે તેના શરીરથી ઉત્પન્ન થયલી–તેની પુત્રી પાર્વતિ, તેને શિવજીએ અર્ધાંગના કરી રાખેલાં છે. જળ શાંતિ દાતા છે, તો પવિત્ર

ગંગાજી, નિર્મળ જળવાળાં ગંગાજી તેમની જટાજુટમાં ઉછળી રહેલાં છે. દીવશના તાપથી સંતપ્તે ચંદ્રથી—અમૃત ઝરતા ચંદ્રથી શાંતિ પામે છે તે ચંદ્ર શિવજીને મસ્તકે બિરાજે છે, શિતળા અને તેના જેવા વ્યાધીમાં બળતરા મિટાડવા માટે રાખોડી છે, તે ભસ્મ શિવજી સદાય પોતાનાં શરીરે ધારણ કરી રાખે છે. આ બધાં સાધનો શિવજી પાસે છે, બીજો દેવ કીયો છે કે જે એ સાધનોને પોતે ધારણ કરે છે ? સર્વ દેવોમાં શ્રેષ્ટ મહાદેવજીને ગણેલા છે તેનાં અનેક કારણો છે. એ કારણો જે ખરા ભાવથી અને ખરી શ્રદ્ધાથી ખોળે છે તેને મળી આવે છે. આવા સમર્થ દેવ મહાદેવજી નિખિલ જગતના સર્વ પ્રકારના ત્રિવિધતાપને મિટાડી શાંતિઃ શાંતિઃ વિસ્તારો એજ પ્રાર્થના આપણે કરીને કૃતાર્થ થાશું.

## कीर्ण ९. मुं

મહાદેવજી અને પાર્વતિજીની સમીપમાં સ્કંદ અથવા કાર્તકસ્વામિ અને ગણેશજી બિરાજે છે અને એ બેને તેઓનાં માતપિતા સ્નેહથી નિહાળે છે. એ બે સ્વરૂપ શું દર્શાવે છે તે હવે આપણે જોઈશું. પ્રથમ ગણપતિને લેવાનું અનુકળ વિશેષ પડશે.

ગણપતિ ઉપનિષદમાં પ્રથમ આરંભેજ સ્તુતિમાં કહ્યું છે કે "त्वमेव केवलं सर्वंखल्विदं ब्रह्मासि । त्वं साक्षादात्मासि नित्यं" બ્રહ્મ તું છે, આત્મા તું છે. એજ સ્વરૂપ સિદ્ધ કરવાને એ ઉપનિષદનું ગુજરાતી ભાષાંતર વ્યાખ્યાયિકા સહિત શ્રી પરમ યોગીરાજ બ્ર. બ્ર. પૂર્ણાનંદ સ્વરૂપ મહારાજે રચેલું છે તેમાં વિસ્તારથી કથન કરવામાં આવેલું છે.

શ્રી ગણેશ પુરાણમાં શ્રી બ્રહ્માજી વ્યાસજી પ્રત્યે કહે છે કે ઓંકારસ્વરૂપ ગણેશજી સર્વ કાર્યમાં પૂજાય છે અને કાર્યની સિદ્ધિ

ઈચ્છા રાખનાર જો તેની પૂજા નહિં કરે તો વિઘ્નો ઉત્પન્ન થાય છે. ( જુઓ અ–૧૨ ) એજ અધ્યાયમાં બ્રહ્મા, વિશ્નુ અને શિવ એ ત્રણેની ઉત્પત્તિ એનાથી થયલી છે એમ વિશેષ કથન છે.

ગણેશજીનો ખરેખરો મર્મ શ્રી વ્યાસ ભગવાને વારાહ પુરાણમાં ખુલ્લો કરી બતલાવ્યો છે. ૧૭મા અધ્યાયમાં નારાયણ ભગવાનના દેહથી ઉત્પન્ન થયા પછી દેવતાઓ માંહોમાંહે વાદવિવાદ કરવા લગ્યા અને પ્રત્યેકે પોતાનું ગૌરવ ગણાવ્યું. તેમાં "આકાશ રૂપ ગણેશજી બોલ્યા કે મારા વિના શરીર નિષ્ફળ છે." અધ્યાય ૨૩માં શ્રી ગણેશજીના જન્મની કથા આપી છે તે એવી કે પ્રથમ દેવતા અને રૂષિઓ કંઇ પણ નવિન કાર્યનો આરંભ કરતા કે તેમાં વિઘ્ન આવી પડતાં ને કાર્ય સંપૂર્ણ થતું નહિં. તે ઉપરથી તેઓ જ્યાં શિવજી પાર્વતિજી સાથે બિરાજતા હતા ત્યાં ગયા અને તેમની આગળ તેઓએ પોતાનું દુઃખ નિવેદન કીધું. આ ઉપરથી શિવજીએ અંતરમાં દૃષ્ટિ કરી અવલોકન કીધું તો તેમને પૃથ્વી, જળ, અગ્નિ, અને વાયુની ચાર મૂર્તિઓ દેખાઈ. શિવજીએ વિચાર કીધો કે પાંચમી મૂર્તિ આકાશની કેમ દેખાતી નથી. અતે એક પ્રકાશમાન બાળક પ્રગટ થયો, એ આકાશ તત્વની મૂર્તિ હતી. સર્વ તત્વમાં આકાશ તત્વ પ્રથમ પદ ધારણ કરે છે તેથી એ દેવને સર્વ ગણોના સ્વામિ સ્થાપન કીધાં. આવી રીતે ગણેશજી આકાશ તત્વદર્શક છે એમ જણાય છે.

આપણામાં જગત પ્રસિદ્ધ બીજી કથા એવી છે કે મહાદેવજી બહાર ગયા હતા તે સમયે પાર્વતિજીએ પોતાનાં સ્થાનમાં કોઈનો પ્રવેશ નહિ થાય તેને માટે પોતાના શરીરના મળથી ગણેશજીને ઉત્પન્ન કીધા અને દ્વાર સાચવવા બેસાડયા. મહાદેવજી પાછા આવ્યા ત્યારે તેમને નહિં ઓળખતાં ગણેશજીએ ઘરમાં પ્રવેશ કરતાં અટકાવ્યા જે ઉપરથી તેમનું મસ્તક મહાદેવજીએ ઉરાડી નાખ્યું. પાછળથી મહાદેવજીને સર્વ વૃત્તાંત નિવેદન થતાં હાથીનું માથું લાવીને ગણેશજીના ધડને ચોંટાડવામાં આવ્યું.

પાર્વતિજી પ્રકૃતિ છે. પ્રકૃતિના શરીરના મળથી ઉત્પત્તિ થઈ છે તે સ્થૂળ પણ સ્થૂળમાં અત્યંત સૂક્ષ્મ આકાશ છે એમ બતાવે છે. હાથીના જેવું મુખ છે તેથી એ દેવનું બીજું નામ ગજાનન છે. આનન એટલે મુખ. ગજ જેનું મુખ છે તે ગજાનન. ગજનો અર્થ હાથી થાય છે તેમજ શબ્દ થાય છે, માટે શબ્દ જેનું મુખ છે તે ગજાનન કહેવાય. શબ્દ આકાશનો ગુણ છે, અને તેથી તે આકાશ દર્શક છે. ગણુપતિ લંબોદર છે–લંબ છે ઉદર જેનું તે–મોટું પેટ ધરે છે તે, આકાશનું પેટ મોટું છે કેમકે પ્રલયને વખતે બીજા બધાં તત્વો તેમાં સમાઇ જાય છે. એ દેવની સ્ત્રી અથવા શક્તિ બે, સિદ્ધિબુદ્ધિ છે. આકાશ બુદ્ધિ તત્વને અનુસરે છે અને આકાશ તત્વને સંપૂર્ણ રીતે જાણુનાર અનેક રૂપ સત્તા ધરાવે છે. આકાશમાં જેજે રેખાઓ રહેલી છે–જેજે કીર્ણો–તાર–રહેલા છે તેનો ઉપયોગ કેમ કરવો તે જે જાણે છે તે સઘળી કામના સિદ્ધ કરવાને શક્તિમાન છે, માટે સિદ્ધિબુદ્ધિદાતા તે શ્રી ગજાનન મહારાજ છે. તત્વોમાં પ્રથમ તત્વ આકાશ છે, અને એ આદિ તત્વથી જ સર્વની ઉત્પત્તિ છે એમાં પણ સંશય નથી. એમનું વાહન મૂષક છે. મૂષક એટલે ઊંદર–મૂષક શબ્દનો ખેંચી લેવું એવો અર્થ થાય છે, અને તેથી ઉપર કહ્યું તે પ્રમાણે આકાશને તે ઘટિત છે. સર્વ વ્યક્તિ આકાશમાંજ રહેલી છે, સહુનુ જીવન આકાશ છે, માટે વિઘ્ન કર્તા પણ આકાશ અને વિઘ્ન હર્તા પણ આકાશ છે. રૂડા ભુંડા પ્રસંગે ગણેશ પૂજન પ્રથમ છે તેનું કારણ એજ છે. જે કાર્ય થાય, પછી શુભ પ્રસંગે કે અશુભે પણ તે પરિપૂર્ણ થવું જોઇયે, અને તે તેમ થાય તેને માટે ગણુપતિ પૂજા કહેલી છે.

ઉપર જે જે કથાઓ આપણે કહી ગયા છૈએ તે તે કથાઓ એકજ સાર દર્શાવે છે. તે સઘળી એક સરખી નથી. તેઓમાં કંઈ કંઈ તફાવત છે, પણ જુદી જુદી ભૂમિકા ઉપરથી

નિરિક્ષણ કરતાં એ ભિન્નતા પીગળી જાય છે. મહા પ્રલય પછી જે પ્રથમ માનસિક સૃષ્ટિ થાય છે તેનો વિચાર કરો અને ત્રણ લોકનો પ્રલય થયા પછી તેની પાછી ઉત્પત્તિ થાય છે તેનો વિચાર કરો, અને તમને સઘળું સમજાઈ જશે. ગણેશ ગિરીજાના પુત્ર છે. ગિરિ એટલે વાણી અને તેનાથી ઉત્પન્ન થયલી શક્તિ તે ગિરિજા છે, વાણી પરા, પશ્યંતિ, મધ્યમા અને વૈખરી છે. એ પ્રત્યેકમાં શબ્દ રહેલો છે, પણ એ પ્રત્યેક શબ્દનું સ્વરૂપ દેખાઈતું એકસરખું નથી. આ પ્રમાણે વિચાર કરતાં ઓંકાર રૂપ ગણેશજી છે, એ પણ સત્ય છે. પ્રથમ આદિ ઓંકાર–સગુણ બ્રહ્મ છે એ પણ સત્ય છે, અને તે આદિ મૂર્તિનાં નીચે ઉતરતાં ઉતરતાં જે પ્રતિબિંબ પડે છે તે પ્રતિબિંબો ઊલટાં પડે છે તેથી બીજું જે જે કથન કરેલું છે તે પણ સત્ય છે. ગજાનન મહારાજના સંજ્ઞા રૂપ અવયવો આદિને નહિં સમજનારા ભલે તેમને હસે, પણ એ હસવું માત્ર તેઓનું અજ્ઞાન બહાર ખુલ્લુ કરી નાખનારૂં છે.

હવે સ્કંદ અથવા સ્વામિકાર્તેક આપણું લક્ષ ખેંચે છે. એમની કથાનો શિવપુરાણ ચતુર્થખંડના બીજા અધ્યાયથી આરંભ થાય છે અને એમના જન્મની કથા બીજા પુરાણોમાં પણ આપેલી છે મહાદેવજી પાર્વતીજીની સાથે વિહાર કરતાં હતાં અને તેથી દેવતાના ઇચ્છિત કાર્યને વિલંબ થતો હતો માટે દેવતાઓ અગ્નિને મહાદેવજીની પાસે મોકલે છે. મહાદેવજી, ખબર થવાથી તરત બહાર આવે છે, પણ તેમનું વીર્ય સ્ખલિત થાય છે, તે અગ્નિ ધારણ કરી લે છે, અગ્નિથી એકલાથી તે વીર્ય ધારણ થઇ શકયું નહિં, અને દેવતા આદિઓએ તે ગર્ભ ધારણ કીધો, પછી મહાદેવજીની આજ્ઞાથી મુખદ્વારાએ તેઓ વીર્ય કહાડી નાખે છે, અગ્નિએ મહાદેવજીની આજ્ઞાને અનુસરીને નદી કીનારે આવી અગ્નિ પ્રકટાવ્યો, તે સમયે માઘમાસ પાળીને સ્નાન કરવા આવેલી રૂષિનિ સ્રીઓ

તાપવા બેઠી, અરૂંધતિએ તેમ કરવાની તેમને બહુ ના કહી પણ તે કોઇએ માન્યું નહિં અને પરિણામ એ આવ્યું કે પેલું વીર્ય ધીરે ધીરે નીકળીને રોમ માર્ગે પેલી સ્ત્રીઓનાં શરીરમાં પ્રવેશ થઈ ગયું. તે સ્ત્રીઓ ઘેર જતાં રૂષિશ્વરો આ દશા જોઇને અત્યંત ક્રોધે ભરાયા, સ્ત્રીઓએ તે વીર્ય ગંગા નદીમાં નાખી દીધું, ગંગાજીએ કીનારા ઉપર સરપતના ઝુંડમાં તેને કહાડી નાખ્યું, અને ત્યાં બાળક સ્વરૂપે તે પ્રગટ થયું.

શ્રી પદ્મપુરાણ સ્વર્ગખંડનો ૧૪ મો અધ્યાય સ્કંદજીનાં સ્વરૂપ ઉપર પ્રકાશ વધારે પાડે છે. તે કથાનો સાર એવો છે કે મહાદેવજીનું વીર્ય અગ્નિએ લીધું, તેનાથી તે નહિં જેરવાયું ત્યારે દેવતા અને દિશાઓએ લીધું, તેનાથી નહિં જેરવાયું ત્યારે સુવર્ણ રંગથી શોભતું તે એક સ્થળે એકઠું થયું, તેનું પછી તળાવ થયું તેમાં પાર્વતીજીએ ક્રીડા કરી, એવામાં ત્યાં કૃત્તિકાઓ આવી ઈત્યાદિ ઈત્યાદિ. એ પુત્ર ભુવર્લોક અને સત્ય લોક સુધી પ્રસિદ્ધ થશે એમ પાર્વતીજી કહે છે. એ બાળકનો જન્મ પાંચેમે છે, તેનો સંસ્કાર દશેમે છે, અને છઠને દિવશે દેવતાઓએ પોતાનું આચ્છાદન રક્ષણ કરવાના હેતુથી તેનો અભિષેક કીધો.

ગણેશપુરાણના ૮૫મા અધ્યાયમાં સંક્ષિપ્ત વર્ણન છે, મહાદેવજીએ પોતાનું વીર્ય ઉમાજીના હાથમા નાખી દીધું, ઉમાજીએ અગ્નિને આપ્યું, અગ્નિએ તે ગંગાજીમાં નાખી દીધું, ત્યાં કાર્તિક સ્નાન કરવાને છ સ્ત્રીઓ આવી હતી તેઓએ એ વીર્ય લઇ, તેના છ વિભાગ કરી વહેંચી લીધું, અને તેઓ પોતાને ઘેર ગઇ, જ્યાં તેમની સ્થિતિ જ્ઞાન દૃષ્ટિવાળા તેમના પતિ–રૂષિયોને જણાઇ જતાં તેઓને ઘરમાંથી કહાડી મુકી અને ફરીથી તેઓનું મુખ જોવામાં નહિં આવશે એમ તેમને કહેવામાં આવ્યું. પાછળથી બાળક રૂપે સ્કંદજી પ્રગટ થાય છે.

આ બધી કથાઓમાં પાઠફેર છે. એનો ખુલાસો વારાહ પુરાણમાંથી મળી આવે છે. તેના ૧૭ મા અધ્યાયમાં શરીરના સ્વામિ અહંકાર રૂપ સ્કંદને કહેલા છે. અધ્યાય ૨૫ માં લખ્યું છે કે સર્વ તત્વથી પર પુરૂષ છે, તેનાથી રાજસ તામસ અને સાત્વિક એ ત્રણ ગુણની સૃષ્ટિ છે. એ સૃષ્ટિની વ્યકત સંજ્ઞા છે. આદિ પુરૂષની સંજ્ઞા અવ્યક્ત છે. અવ્યક્ત અને વ્યક્ત એ બેની મધ્યે જે પદાર્થ છે તેની સંજ્ઞા મહત્તત્વ છે અને એ મહત્તત્વનું ઉપાધિ ભેદ વડે અહંકાર નામ છે. એ અહંકાર તેજ સ્વામિ કાર્તેક છે. એની જે ઉત્પત્તિ કહી છે તે પ્રથમ કલ્પની કહી છે એમ પુરાણ કર્તા શ્રી વ્યાસ ભગવાન પોકારીને કહે છે. સ્કંદજીને ગુરૂ, ષણ્મુખ, સેનાની, સ્વામી કાર્તેક ઈત્યાદિ નામથી ઓળખવામાં આવે છે. પાર્વતી, કૃત્તિકા, અને માતૃગણ એ ત્રણે તેની મા થવાનો દાવો રાખે છે, અગર જો તેનો જન્મ માત્ર શિવજીના વિર્યથી, માતાના આશ્રય વિના‘ થયો છે તે છતાં આ ત્રણે માતા ગણાય છે.

આ આખ્યાનોમાં મર્મની સૂચના કર્તા જે જે શબ્દો અને વાકયો છે તેના ઉપર વીવેચન કરતાં એક નાનું પુસ્તક થાય. પણ એ કથાઓને સમજવાને માટે શ્રી મહાભારતના શાંતિપર્વ મોક્ષધર્મ ભણી લક્ષ દોડાવવાની આવશ્યકતા છે ત્યાં કહ્યું છે કે—

“ અવ્યક્તથી મહાન્ આત્મા (મહ-તત્વ) ઉત્પન્ન થાય છે. એ ઉત્પતિને પંડિતો **પ્રાધાનિક** નામે પ્રથમ સર્ગ (સૃષ્ટિ) કહે છે. મહત્તત્વથી **અહંકાર** ઉપજ્યો છે. એને **બુદ્ધ્યાત્મક** બીજો સર્ગ કહે છે. અહંકારથી ભૂત ગણાત્મક મન ઉત્પન્ન થયલું છે, એને **આહંકારિક** નામે ત્રીજો સર્ગ કહે છે. મન થકી મહાભૂત ઊત્પન્ન થયાં છે. એને **માનસ** સર્ગ કહેછે (જુઓ અધ્યાય ૧૩૫).

“ અહંકાર નામે તત્વનો પ્રજાપતિ **વિરાટ** છે. અવ્યક્તમાંથી ઉત્પન્ન થયલો વિદ્યાસર્ગ વ્યકતપણાને પામે છે ત્યારે તે સૃષ્ટિને

અવિદ્યા સર્ગ કહે છે. મહાન અને અહંકાર એ અવિદ્યા સર્ગ પણ છે." (જુઓ અધ્યાય ૧૨૭)

આ પ્રમાણે જે મૂળ તત્વ અહંકાર રૂપે દર્શાણુ દે છે તેનો વિચાર વિદ્યા સર્ગમાં, અવિદ્યા સર્ગમાં અને પ્રાધાનિક સર્ગથી તે માનસિક સર્ગ સુધીના બધા સર્ગમાં કરવાનો છે યોગાચાર્યો પ્રકૃતિને પ્રધાન કહે છે. "ચિત્ સ્વરૂપને વિશે પ્રતિબંબિત બુદ્ધિ એજ અહં પ્રત્યયનો વિષય છે," (જુઓ મહા–શાંતિ. મોક્ષ, ધર્મ, ઉત્ત, અ. ૧૪૩).

ઈશ્વરને પ્રથમ ઇચ્છા થઇ કે હું એક છતાં અનેક રૂપે વિલસું. અહિંજ અહંનું બીજ રોપાયું, એ અહંનો પ્રથમ જન્મ કેટલી ઉંચી ભૂમિકા ઉપર છે તે આથી જણાય છે. ઉપાધિમાં એ બીજ પડતાં, નવી નવી ઉપાધિઓમાં તે પડે છે. બીજ સહીતની ઉપલી ઉપાધિ નીચલા અહંકારનું કારણ થાય છે. આ પ્રમાણે જોતાં શિવજીનું વીર્ય પાર્વતિએ ગ્રહણ કીધું, અગ્નિએ ગ્રહણ કીધુ, કૃતિકાએ ગ્રહણ કીધુ, માતૃગણે ગ્રહણ કીધું, એ સર્વ કથનનો મર્મ લક્ષમાં આવ્યા વિના રહેતો નથી.

શિવજીનું વીર્ય અગ્નિમા અને પછી ગંગાજીમાં પડે છે એ એમ બતાવે છે કે અગ્નિ અને જળ બેનો સંયોગ થયા વિના કશાની ઉત્પત્તિ થતી નથી. મત્સ્યપુરાણ પ્રમાણે કૃતિકા નક્ષત્રના સ્વામિ–અધિષ્ટાતા દેવ અગ્નિ છે. એ કૃતિકા છ છે, અને તેમણે ઊછેર્યો માટે બાળકને ષણ્મુખ–છ મોહડાવાળો, કહ્યો છે. સરપતમાં પડવાનું કહ્યું છે તેથી શરીર જે અસ્થિ, સ્નાયુ ઇત્યાદિકનું સ્થાન છે તે સમજાય છે. ષણ્મુખ–છ મુખ જીવના–શરીરનાં છ તત્વો બતાવે છે. છ સંજ્ઞા રસની છે, ખારો, ખાટો, ગળ્યો, કડવો, તીખો ને તુરો. શરીરની છ સ્થિતિની છે, જન્મે છે, વધે છે, પકવ થાય છે, ક્ષય થાય છે, અને મરે છે. તેમજ, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, અને માત્સર્ય એ છ ગુણની અને એથી ઉલટા, શમ, દમ,

ઉપરતિ, તિતિક્ષા, સમાધાન અને શ્રદ્ધા, ગુણોની છે. (જુઓ ગર્ભોપનિષદ).

ચામડી, રૂધીર, માંસ, ચરબી, અસ્થિ, અને મેદો એ છ આવરણ દર્શક પણ છ મુખ છે. એજ પ્રમાણે ખરેખરી રીતે જોતાં સાત નાડીઓ છતાં પ્રગટ રીતે છનું કથન કરવામાં આવે છે ને સાતમીનું નામ તો યોગીઓ પણ ઉચ્ચારણ કરતા નથી. આ સઘળું, છ કૃત્તિકા અને માતૃગણે શિવના વીર્યનું પોષણ કીધું એમ કહેલું છે, તે ઉપરથી સમજાય છે. માતૃ ગણ કોણ છે, તે એટલા માટે, જાણવાની જરૂર છે. તેને માટે કહ્યું છે કે—

गौरी पद्मा शची मेधा, सावित्री विजयाजया
देवसेना स्वधा स्वाहा मातरो लोक मातर
धृति पुष्टि स्तथा तुष्टि रात्मनः कुल देवता
ब्राह्मी माहेश्वरी चैव कौमारी वैष्णविस्तथा
वाराही च तथेंद्राणी, चामुंडा सप्तमातर.

(ऋग्वेद कर्मसमुच्चय).

ઉપર જે ભિન્ન ભિન્ન સર્ગ કહ્યા તે ભિન્ન ભિન્ન સર્ગની માતૃગણ ભિન્ન ભિન્ન નામ ધારણ કરે છે. આપણે અવિદ્યા સર્ગને દૃષ્ટાંતરૂપ લઇશું. વારાહ પુરાણના ૨૭ માં અધ્યાય પ્રમાણે દેવતાઓએ પોતપોતાની શક્તિના ગણ ઉત્પન્ન કીધા.xx યોગેશ્વરી દેવી કામાંશથી ઉત્પન્ન થઇ, માહેશ્વરી ક્રોધાંશથી, વૈશ્નવી લોભથી, બ્રહ્માણી મદથી, કૌમારી મોહથી, મત્સરથી ઇંદ્રાણી, પૈશુન્યથી શિવદૂતિ, અને અસૂયાથી વારાહી. કામ ક્રોધાદિક ગુણથી અહીં નીચી ભૂમિકા ઉપર અહંકારને પુષ્ટિ મળે છે એમ સિદ્ધ થાય છે એટલુંજ નહિં પણ માણસને એ વાત અનુભવ સિદ્ધ છે.

ઉપર જે કથન કીધું તે સર્વનો ટુંકો સાર એ છે કે કારણ દેહમાં અહંકાર તત્વ સ્થિત છે અને તે તેમાં સ્થિત છે તેથીજ એ દેહ છે. એ કારણ દેહ સહિત અહંકાર છે તેનું પ્રતિબિંબ લિંગ દેહમાં સ્થિત છે, એ લિંગ દેહ સહિત અહંકારનું પ્રતિબિંબ સ્થૂળ દેહમાં સ્થિત છે. એજ પ્રમાણે બ્રહ્માંડમાં સમ્રાટ, સ્વરાટ અને વૈરાટ છે. જે ભૂમિકા ઉપર જેવાં રંગ, રસ, ગુણ, રૂપ હોય તેવા રંગ, રસ, ગુણ, રૂપથી અહંકાર તત્વ આચ્છાદિત થાય છે અને પુષ્ટિ પામે છે.

એજ અહંકાર તત્વ સૃષ્ટિની સર્વ રચનાનું કારણ છે. ગૃહોની ગણનામાં મંગળગ્રહ એ અહંકારનું રૂપ છે.

નક્ષત્રોમાં અંબા, અભ્રયંતિ આદિ છ તારાવાળાં કૃત્તિકા નક્ષત્ર સાથે એ અહંકાર સંબંધ રાખે છે. કૃતિકા અગ્નિનું નક્ષત્ર છે, બીજાં નક્ષત્રોમાં બે, ત્રણ, ચાર તારા હોય છે, પણ એમાંજ છ છે અને તેથી એ બહુલા કહેવાય છે. પૂર્વકાળમા એ કૃત્તિકાઓ સપ્તરૂષિની સ્ત્રીઓ હતી, પણ પતિ પત્નિનો સમાગમ થતો નોતો, કેમકે સપ્તરૂષિ ઊત્તરમાં ઉદય પામે છે અને કૃત્તિકા પૂર્વમાં છે. ( જુઓ સત્પ. બ્રા. કાંડ. ૨. અધ્યાય ૧. બ્રા. ૨. ) શિવપુરાણુમાં અરૂંધતિએ કૃત્તિકાઓને શિવ વીર્ય નહિ લેવાનું કહ્યુ અને તે છતાં તેઓએ લીધું અને પાછળથી ગણેશપુરાણ પ્રમાણે તેમના પતિઓએ તેમને કહાડી મુકી એમ કહ્યું છે તેનો મર્મ સત્પથ બ્રાહ્મણથી પ્રગટ થઇ જાય છે. સપ્તરૂષિના સાત તારા છે અને એ સાત તારાની સાથે અરૂંધતિનો તારો છે. અરૂંધતિ પોતાના પતિ પાસે રહી અને તેથી તેની સાથે આઠ તારા જણાય છે, છ રૂષિની પત્નિઓ વેગળે પડી અને તેઓના સ્વામિઓએ તેમને કહાડી મુકેલી તેથી તે છ એકલીજ રહી. એ છ અને આઠ તારા મળી ચૌદની ગણના છે જે સાતથી બમણો આંક છે.

ડા. કીનિઅલી નામના વિદ્વાનનું એવું માનવું હતું કે કાર્ત્તકેય અથવા સ્કંદ ૬૦૦, ૬૬૬ અને ૭૭૭ વર્ષના કાળ-ચક્રની સંજ્ઞા રૂપ છે.

કાર્તિકેયનું વાહન મયુર ( મોર ) છે, મોરનો પીંછકલાપ આકાશનાં નક્ષત્ર મંડળનો ભાગ દર્શાવે છે, અને એના શરી-રમાં બાર રાશીઓ ગુપ્ત રહેલી છે, જે ઉપરથી તેને દ્વાદશકર ( બાર હાથવાળો ) અથવા દ્વાદશાક્ષ (બાર નેત્રવાળો) કહે છે. એના મુગટ ઉપર ષટ્કોણનું ચિન્હ છે. ( જુઓ સીક્રેટ ડૉટ્રીન વાલ્યુમ ૨ પાનું ૬૫૫).

આવી રીતે નિરિક્ષણ કરતાં, સ્કંદજીનાં અત્યંત મર્મમય સ્વરૂપનું ચિંતન કરતાં, પાર આવે તેમ નથી. દૈત્યનો પરાજય કરવાવાળા સૈન્યમાં મુખ્ય અધિકારી તે હતા અને તેથી સેનાની નામથી તે પ્રસિદ્ધ છે. માટે એ દેવવર્ગની સેનાના અધિપતિને વારંવાર પ્રણામ કરી આપણે માગીશું કે હે પ્રભુ આપ અમને સહાય કરો, કે આપની સહાયથી દુર્ગુણરૂપી શત્રુનો પરાજય થતાં શ્રી મહેશ્વરનો પ્રસાદ મેળવવા અમે સદ્ભાગી થઇએ. અસ્તુ.

## कीर्ण १०.

સ્કંદજી અથવા સ્વામિ કાર્તિકનું સ્વરૂપ શું છે તે આપણે હમણાજ જોઇ ગયા. એના કરતાં વિશેષ પ્રકાશની મૂર્તિ અમૂર્ત રૂદ્ર છે. રૂદ્ર તે સાક્ષાત શિવજી પોતેજ છે. મરીચી, અત્રી, અંગીરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ટ એ સાત મહત્, અહંકાર આદિ સાત પ્રકૃતિઓનાં સ્વરૂપ છે અને આઠમી પ્રકૃતિ બ્રહ્મા પોતે છે. એ સાત બ્રહ્માના માનસ પુત્ર કહેવાય છે, એ પ્રવૃત્તિ ધર્મવાળા છે અને તેથી તેમને પ્રજાપતિ કલ્પેલા છે. સન, સનત્સુજાત, સનક, સનંદન, સનત્કુમાર, કપીલ અને સનાતન એ નીવૃત્તિ ધર્મનો આશ્રય કરવાવાળા છે

અને મોક્ષ પ્રવર્ત્તાવનારા છે. રૂદ્રની ગણના કુમારમાં એટલે નિવૃત્તિ માર્ગવાળા મધ્યે છે. જ્યારે કુમારોએ સૃષ્ટિ કરવાની ના કહી ત્યારે બ્રહ્માએ ક્રોધ કરીને જોયું અને તે સમયે તેમના લલાટમાંથી રૂદ્ર પ્રગટ થયા. શંકરની આજ્ઞાથી તેમની શક્તિ, તેમના અંશ રૂપ, નીલ લોહિત રૂદ્ર, આ પ્રમાણે અવતર્યા. મહાશિવ–પુ વાયુ–સં– અધ્યાય ૧૨. લિંગ–પૂ. અ. ૪૧ મો.

લિંગપુરાણ પૂ. અધ્યાય ૨૦ માં વિષ્ણુ ભગવાન બ્રહ્માજીને કહે છે કે પુરાણ પુરૂષ પરમેશ્વર શિવજીનેજ કહે છે, તમે બીજ છો અને હું યોનિ છું, પ્રધાન, અવ્યય, અવ્યક્ત, પ્રકૃતિ એ મારાં નામ છે. બીજવાન શિવજી છે. વળી હે બ્રહ્માજી આખા જગતના પ્રભુ એ શિવજી છે. મને રૂષિ લોક પ્રધાન, પ્રકૃતિ વ્યકત કહે છે અને તમને અજ, અવ્યકત કહે છે. શિવજીના વામાંગથી હું ઉત્પન્ન થયો છું અને દક્ષણ અંગથી તમે.” ( જુઓ અ. ૩૮. )

બ્રહ્મા અને વિષ્ણુમાં પુરૂષ અને પ્રકૃતિ બન્નેના અંશ છે. રૂદ્ર કેવળ શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ છે.

બ્રહ્મા વિષ્ણુ ને રૂદ્ર એ ત્રણ દેવમાં શ્રેષ્ટતા કોની એ વિશે થતી શંકા દુર કરવાને કહેવાની આવશ્યક્તા છે કે અનેક બ્રહ્મા અનેક વિષ્ણુ અને અનેક રૂદ્ર થઈ ગયા છે. ભૂલોક, ભૂવર્લોક અને સ્વર્ગ લોક નષ્ટ થઈ જાય છે અને બ્રહ્માજી શયન કરી જાય છે ત્યારે એજ બ્રહ્માજી, બ્રહ્મા છતાં, નારાયણ કહેવાય છે ( લિં. પુ. પૂ. અ. ૪ ) એ વિશે મહા શિવપુરાણ વાયુ સં. અ ૧૨ માં વિશેષ સ્પૃષ્ટિકરણ છે. “ આ ત્રણે દેવતાએ તપ કરીને પોતાના પિતા શંકરને ઘણાજ પ્રસન્ન કર્યા અને તેનાં પ્રતાપ બળથી એક બીજાની ચડતી જોઈ શકયા નહિં. તેમાં પ્રથમ રૂદ્રે++ એક કલ્પમાં બ્રહ્મા અને રૂદ્રને ઉત્પન્ન કર્યા++બીજા કલ્પમાં બ્રહ્માએ++વિષ્ણુ અને રૂદ્રને ઉત્પન્ન કર્યા++અને વિષ્ણુએ

પણ બ્રહ્મા અને રૂદ્રને સરજ્યા. વળી બ્રહ્માએ નારાયણ અને નારાયણે બ્રહ્માને સરજ્યા. આમ કલ્પે કલ્પે બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વર એક બીજાને સરજે છે, અને તે તે કલ્પોની વાર્તા લઇને મુની લોકો તે તે દેવનાં વખાણ કરે છે.

વૃહદારણ્યકમાં ૩૩ દેવતા કોણ છે એ પ્રશ્નના ઊત્તરમાં ૧૧ રૂદ્રને દશ પ્રાણ અને એક મન કહ્યાં છે.

ઋગ્વેદમાં त्वमग्ने रूद्रो એ મંત્ર ઉપર સાયણાચાર્ય ટીકા કરતાં કહે છે કે રૂદ એટલે દુઃખ અથવા પાપ અને તે દુઃખ અથવા પાપ જેથી દુઃખ થાય છે તેને હાંકી કહાડે છે જે તે રૂદ્ર.

“ પ્રાણોત્ક્રમણ સમયે દેહીને રડાવે છે તેમને રૂદ્ર કહે છે. દેહ ત્યાગ સમયે પ્રાણીને રોદન કરાવનારા પ્રાણ અને ઈંદ્રીઓ છે માટે પ્રાણ અને ઈંદ્રીયોને રૂદ્ર કહે છે. ” મહાભારત શાંતિ. પર્વ. મોક્ષ. ધ. ઉત્ત. અ. ૧૪૧ એજ અર્થ લલિતા શહસ્ત્ર નામમાં આપેલો છે.

દીતીના ગર્ભના ઇદ્ર સાત કટકા કરે છે, અને તે સાતના પાછા સાત કટકા કરે છે તે વખતે ઇંદ્ર, તે રૂદન કરતા ગર્ભને કહે છે કે मारूदत, રોઈશ મા તે ઉપરથી તેનું નામ રૂદ્ર રાખ્યું. ( શ્રી મત્સ્ય. પુ. અ. ૭ )

દેવી ભાગવતમાં કહ્યું છે કે એ સાતના સાત જે કકડા થયા તે ૪૯ પવન થઇ ગયા.

દીતી આકાશ છે અને તેનાથી વાયુ અને અગ્નિની ઉત્પત્તિ છે. અગ્નિનાં ૪૯ સ્વરૂપ પ્રસિદ્ધ છે, એ બતાવનારી ઉપલી કથા છે.

શ્રી સૂક્તના પહેલા મંત્ર “ ॐ हिरण्यवर्णां ” ઉપર શ્રી કંઠ ભાષ્યમાં લખ્યું છે કે अग्निस्तु रुद्र एव । रुद्रो वा एषोग्निः इति श्रुतेः । रुद्रो हि पुरुषः । पुरुषो वै रुद्रः इति श्रुतेः । तस्य पत्नी भगवत्युमालक्ष्मीः

અગ્નિ તેજ રૂદ્ર છે,રૂદ્ર તેજ અગ્નિ છે–રૂદ્ર તેજ પુરૂષ છે અને પુરૂષ તેજ રૂદ્ર છે, એવું શ્રુતિવચન છે, તેની પત્ની તે ભગવતી ઉમા અને તેજ લક્ષ્મી છે.

આ પ્રમાણે કેવળ પુરૂષરૂપ, ચૈતન્યરૂપ રૂદ્ર છે. પાશુપત બ્રાહ્મણોપનિષદમાં રૂદ્રને યાગદેવ, વિષ્ણુને અધ્વર્યુ, ઇંદ્રને હોતા ઈત્યાદિક કહેલું છે. શુક પોતાના પિતા વ્યાસજીને પૂછે છે કે સર્વ દેવોમાં શ્રેષ્ટ, ભજન કરવા યોગ્ય કોણ તેના ઉત્તરમાં કથન કરવામાં આવ્યું કે " सर्वे देवात्माको रुद्र+-ब्रह्मा विष्णुमयो रुद्र " ( રૂદ્રહૃદય ઉપનિષદ. )

શિર ઉપનીષદ પ્રમાણે " यो रुद्रः सईशानः, यईशानः सभगवान् महेश्वरः " રૂદ્ર શા માટે કહેવાય છે ? કેમકે यस्माद्दाषिभिर्नान्यैर्भक्तैर्द्रुतमस्य रूप मुप लभ्यत्ये, જ્ઞાનિઓને વિલંબ વિના જેનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે તે એ રૂદ્ર છે.

મનુષ્યનો અંતરઆત્મા જે પૃથ્વી ઉપર ઉતરતાં કારાગૃહમાં–બંધનમા પડયો છે, જેની આસપાસ અનેક વિકારો અને ભાવો ભારે ઘોંઘાટ કરી રહ્યા છે, અને જે પોતાના પરમધામને વિશે જઇને શાંતિ પ્રાપ્ત કરવા અત્યંત ઉત્કંઠિત છે, તેને વેદમાં રૂદ્ર કહે છે.

રૂદ્રને અગ્નિ સ્વરૂપે કલ્પે છે તેનું કારણ શોધવા જવાનું નથી. અજ્ઞાનથી ઉત્પન્ન થયલી આધિવ્યાધિ ઉપાધિઓમાં જીવ ફસાયલો છે. તેણે પોતાનું પૂર્વ સ્વરૂપ પામવાને એ સઘળાઓનો ભોગ આપવો જોઇએ, એટલે યજ્ઞ–મોટો યજ્ઞ થવો જોઇયે. એ યજ્ઞના અગ્નિમાં એક પછી એક સર્વ વસ્તુઓ હોમવાની છે. તે સર્વ વસ્તુ હોમાઈ ગઇ કે અજ્ઞાનને આશ્રય રહેશે નહિં અને તે પણ નષ્ટ થશે. તે નષ્ટ થતાં જીવ–અજ્ઞાન જતાં-તે રહિત થતાં શિવરૂપ–જ્યોતિરૂપ પોતે એકજ રહેશે, સંધે તે અને બીજું કંઇ નહિં एकमेवाद्वीतियं,

આત્મા તેજ પરમાત્મા અને પરમાત્મા તેજ આત્મા એ શિક્ષણ રૂદ્ર મહાત્મ્યોથી આપણને મળે છે. આ ઉપદેશ, જીવ તે શિવ અને શિવ તે જીવ, તે આપનારૂં ત્રીપુરાસુરનું આખ્યાન જે ઘણા પુરાણોમાં આપેલું છે તે છે. એ સર્વ મધ્યે મત્સ્યપુરાણ મધ્યેની કથા વિશેષ વિસ્તારપૂર્વક છે. તેમાંનું પ્રત્યેક વાકય અર્થથી ગર્ભિત છે. એ પ્રત્યેક વાકય સમજાવતાં એક ગ્રંથ થાય, માટે આપણે તેનો સાર માત્ર ગ્રહણ કરી આંગળીએ દિશા બતાવીશું. પ્રિય વાંચનાર અર્થ વાચક ઘણા શબ્દો અહિં પણ આવશે, તેના ઉપર તું મનન કરી તારા મનનું સમાધાન કરજે.

એ કથાનો પ્રસંગ એક પૂર્વકલ્પનો છે. પૂર્વે **માયાનો રચનાર** મય નામે અસુર હતો. તે **વિશ્વકર્મા** મયસુર નામે પ્રસિદ્ધ હતો. તેનાથી તેજમાં હીન પણ મહા પરાક્રમી વિદ્યુન્માલી અને તારકાસુર તેના સોબતી હતા. એ ત્રણે જણે ઘોર તપ માંડયું અને અંતે બ્રહ્માજી પ્રસન્ન થતાં મયાસુરે વર માગ્યો કે "સંગ્રામમાં કૈલાસપતિએ એકવાર છોડેલા એક બાણે એકી કાળે ત્રણ પુરને બાળતાં તેમાંથી જે બાકી રહે તેનો નાશ ન હોય." મહા શિવપુરાણમાં મયદાનવે આદિ કલ્પને વિશે ત્રણ પુર બનાવ્યાં હતા અને બ્રહ્માજી પાસે એવું વરદાન મેળવ્યું હતું કે એ ત્રણે શહેર ભેળાં થાય તે વખતે કોઈ પણ દેવતા એક બાણથી તેને વિંધે તો તે શહેરનો નાશ થાય. બ્રહ્માજીએ આપેલા વરદાનમાં શબ્દનો માત્ર ભેદ જણાય છે, અર્થ તો એકજ છે. પછી મય દૈત્ય ત્રણ પુર **મનના સંકલ્પ** વડે કલ્પવા લાગ્યો. પછી ત્રણ પુર રચાયાં, એક લોખંડનું, બીજું રૂપાનું, અને ત્રીજું સુવર્ણનું. લોખંડના પુરનો અધિપતિ–રાજા **તારકાસુરને** નીમ્યો, રૂપાનાનો વિદ્યુન્માલીને અને ત્રીજા સુવર્ણનો પોતેજ મહારાજબન્યા. એ ત્રણ પુરની રચનાનું વર્ણન બહુજ યોગ્ય અને ઉપદેશદાતા

છે. કેટલોક કાળ જતાં અલક્ષ્મી, અસૂયાદિ દોષ એ ત્રણુ પુરમાં સાથે પેઠાં, તેઓના પ્રવેશનો સમય સંધ્યાકાળ હતો. દૈત્યો ધર્મથી ધીરે ધીરે ચુકવા લાગ્યા અને નહિં કરવાનું કાર્ય કરવા મંડયા. તેઓએ દેવતાઓને અત્યંત ત્રાસ આપ્યો અને દેવતાઓ શિવજીને શરણે ગયા. તેઓનાં સંરક્ષણાર્થે શિવજીએ પોતાને માટે રથ તૈયાર કરાવ્યો. એ રથનું વર્ણન પણ બહુ વિચારવા જેવું છે. દૃષ્ટાંત લેતાં ચાર દેવ ઘોડાને ઠેકાણે હતા, અન્નદાન આદિક દાન ઘોડાનાં ઘરેણુ હતાં, ઓંકારરૂપ ચાબુક હતી, લોક સંવત્સરરૂપ ધનુષ અને કાળ રાત્રીરૂપ એ ધનુષની પણછ હતાં, ઈત્યાદિ. રથ ત્રૈલોકમય હતો. રણ ભૂમિમાં પ્રથમ ઈંદ્ર જાય છે. સંગ્રામમાં પ્રથમ વિદ્યુન્માલી પડે છે. પોતાના યોધ્ધાઓનો નાશ થતો જોઈ મયાસુરે એક વાપી-તલાવ બનાવી તેના પાણીથી મરી ગયલાને સજીવન કીધા. અતે પુષ્ય નક્ષત્રનો યોગ થતાં ત્રણે પુર-નગર એકત્ર જોડાયાં તેજ સમયે મહાદેવે એકજ બાણથી ત્રણેને વીંધી નાખ્યાં અને જયનાદ ગાજી રહ્યો.

કારણદેહ, લિંગદેહ અને સૂક્ષ્મદેહ એ પ્રમાણે ત્રણ દેહ જગત પ્રસિદ્ધ છે, અને એ ત્રણ સ્વરલોક, ભુવરલોક, અને ભૂલોક સૂચવનારી છે. એ ત્રણ લોકના તેમજ ત્રણ દેહના ત્રણ વર્ણ છે, એક સુવર્ણ સરખો, બીજો રૂપાના જેવો અને ત્રીજો લોખંડ જેવો છે સહુથી છેલ્લો દેહ અથવા ભૂમિનો અધિપતિ તારકાસુર છે. સ્થૂળદેહ, ભૂલોક કલ્યાણમાં વિઘ્નકર્તા છે તેથી તારકાસુર તેના રાજાનું નામ આપેલું છે. રૂપા જેવી ભૂમિ અને દેહનો અધિપતિ વિદ્યુન્માલી, જે શબ્દ વિજળી ઉપ રથી નીકળેલો છે. તે છે. કારણદેહ સુવર્ણની છે તેમજ સ્વર્ગ નો રંગ પણ તેજ છે. ત્રણ નગર અથવા પુર તે એ ત્રણ છે. પુર વીશે રહેનારો તે પુરૂષ છે, એ ત્રણ પુરનો રચનારે માયામાં કુશળ એટલે ઇંદ્રજાળ વિદ્યામાં પ્રવિણ એવો માયાસુર

છે. આ રચના માત્ર માયાની છે અને સાચી નથી. મયાસુરને વિશ્વકર્મા કહેલો છે, એટલે વિશ્વનો કર્તા–ઇંદ્ર જે મનદર્શક છે તે લડાઈમાં પહેલો ઉતરે છે. મહાદેવનો રથ ત્રૈલોકમય કહ્યો છે. ત્રણ દેહ એ ત્રૈલોક્ય છે ને તેમાં મહાદેવજી વિરાજે છે. પ્રથમ વિદ્યુન્માલી પડે છે. લિંગદેહમાં થતા ભાવો અને વિકારો નાશ પામે છે. નાશ પામતાં વારંવાર ઉત્પન્ન થાય છે એમ બતાવવાને તેને સજીવન કીધા એમ કહ્યું છે અંતે જડ મૂળથી તે નાશ પામતાં જ્યારે સમાધીનો સમય સમિપ આવે છે ત્યારે ત્રણે દેહ એક સમાન સ્થિતિને પ્રાપ્ત થાય છે અને પ્રણવનું ઉચ્ચારણ થતાં ત્રણે દેહને તે ભેદી નાખે છે, અને જીવ શિવરૂપ થતાં વિજયનો ડંકો ગગનમાં ગાજી રહે છે.

મહાભારત પ્રમાણે તાત્પર્ય એ છે કે "બ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી કામ, ક્રોધ અને લોભ એ ત્રણે અસુરો માયારૂપી આકાશમાં રહેતા હતા, ત્યાં સૂક્ષ્મ અને કારણ શરીરરૂપી નગરો સહિત શુદ્ધ ચિન્માત્ર ઐશ્વર્યરૂપી પૃથ્વીમાં પડયા એટલે લીન થયા–તેમને પાડનાર એક બાણને ઠેકાણે જીવાત્મા સમજવો અને દેવોને ઠેકાણે ઇદ્રીને સમજવી, એ સર્વે કામાદિક અસુરોનો અધિપતિ, ભયંકર પરાક્રમવાળો, દેવોને ભય ઉપજાવનારો તથા મહા ભયંકર મોહ હતો, તેને શૂલપાણીએ અર્થાત શૂલના જેવી તીક્ષ્ણ અને હાથમાં રહેલી એટલે સ્વાધીન બુદ્ધિ વડે તે મોહનો નાશ કર્યો + + જીવ પોતાના મૂળરૂપે–બ્રહ્મરૂપે થયો. ( શાંતિ–પર્વ–ધ–ઊ–અ–૧૧૯ )

ત્રિપુરને બાળીને ભસ્મ કરનારો શિવ સ્વરૂપ જીવ, શિવસ્વરૂપ છતાં જો સ્વરૂપ ભુલી જાય છે તો જ્યા સુધી તે અજ્ઞાન મીટે નહિં ત્યાં સુધી પોતાની પરમ સ્થિતિને પામતો નથી. તેનું કર્ત્તવ્ય તે પરમ સ્થિતિને પ્રાપ્ત કરવાનું છે. તે પ્રાપ્ત કરવાનું તેનું વલણ સ્વભાવિક છે અને તેમ કરવાને મથન કરે છે. એટલાજ માટે તે યોગી કહેવાય છે. શિવજીને

મહાયોગી કહે છે કેમકે તે સંપૂર્ણ જ્ઞાન—અનંત જ્ઞાન ધરાવે છે. જ્યાં સુધી જરા પણ અજ્ઞાન રહે છે ત્યાં સુધી આત્માની ખરી ઓળખ થતી નથી. નાના પ્રકારના વેશ ને રંગ ધારણ કરી જુદે જુદે રૂપે દેખાય છે તે પ્રકૃતિ છે. એ પ્રકૃતિને સારી પેઠે સમજવી જોઇયે. રૂપની ભિન્નતા, રંગની ભિન્નતા, ગુણની ભિન્નતા ગમે તેટલી હોય પણ રૂપ થયું ત્યાં પ્રકૃતિજ માની લેવી. મૂળ પ્રકૃતિ એકજ છે, તેના પોતાનામાં કંઈ શક્તિ નથી, માત્ર પુરૂષના સંગથી તે બળવાન રહે છે એટલા માટે રૂપરંગથી રાચવાનું નથી, અને તેનાથી મોહ પામવાને નથી. આના સંબંધમાં ભીલડીની પછળ તપશ્ચર્યા કરતાં શિવજી ધાયાની કથા છે. શિવજી એક મોટા વનમા નદીતૃટ સમીપે તપશ્ચર્યા કરતા હતા, ત્યાં તેમના તપની કસોટી કરવા તેમનાં પત્ની પાર્વતિ ભીલડી રૂપે આવ્યાં. ભીલડીનાં સુંદર સ્વરૂપે, તેના હાવભાવ અને નખરાંએ યોગી શિવજીનું મન ચંચલ થઈ ગયું. ભીલડીને તેમણે ઘણી લાલચો આપી અને અતે કહ્યું કે હું તને મારી મુખ્ય સ્ત્રી કરી કૈલાસમા રાખીશ. વાદવિવાદ—હાસ્યવિનોદ ચાલતા પાર્વતીજી પોતાના ખરા સ્વરૂપે દર્શન આપે છે. ભીલડીનું રૂપ મીટી ગયું અને ભીલડી તેજ પાર્વતી થઇ ઉભાં—શિવજી અત્યંત લજ્જા પામે છે, અને પછી પાર્વતીજીને પોતાના રૂદયસરસાં પ્રેમથી ચાંપે છે ને કૈલાસમાં જાય છે. પ્રકૃતિનુ ઉંચામાં ઊચું સ્વરૂપ તે પાર્વતીજી છે. ભીલડીની જાત અધમ છે અને તે પ્રકૃતિનું કનિષ્ટરૂપ દર્શાવે છે. ભેદ માત્ર રૂપરંગને છે પણ બન્ને છે તો પ્રકૃતિ. ભેદથી જે ભુલે છે તે યોગ સિદ્ધિને પામતો નથી. પાર્વતી જે ઉમા છે અને જેને વિશે આપણે આગળ વિવેચન કીધું છે તે યોગમા પ્રવૃત્ત થયલા શિવરૂપજીવનું કલ્યાણ ઇચ્છી તેની ભેદ દૃષ્ટિ મિટાડી તેનું અજ્ઞાન ટાળવા તેના ઉપર કૃપા કરી દર્શન આપે છે. યોગી જીવને પોતાનું અજ્ઞાન તર્ત સમજાઇ જાય છે.

પોતાના ભ્રમથી તે શરમાઈ જાય છે અને પ્રકૃતિ તે પોતાનુંજ એક અંગ છે એમ સમજીને તેની સાથે એક થાય છે. માયાથી પ્રકૃતિ છે, અને માયા અને પ્રકૃતિ પરમેશ્વરની શકિત છે. અવિદ્યાથી આચ્છાદિત ચૈતન્ય જીવરૂપ જણાય છે અને વિદ્યાથી વેષ્ટિત ઇશ્વરરૂપ છે. અવિદ્યામાં અ અક્ષર **નથી** વાચક છે, તેથી વિદ્યા નથી તે અવિદ્યા છે. અથી થતી ભ્રાંતિ અ જતાં ટળી જાય છે તેમ થાય છે ત્યારે જીવ–જીવ સ્વરૂપે દેખાતો નથી પણ ઇશ્વરરૂપ દેખાય છે. વિદ્યા વડે જ્ઞાનનો ઉદય છે, તેથી જ્ઞાનનો ઉદય થતા જીવનું જીવપણું જતું રહી તે શિવ રૂપે પ્રકાશી રહે છે. ભીલડીનું આખ્યાન આવો મોટો ઉપદેશ આપે છે. શિવજી પોતેજ મહાયોગી જીવ છે એમ સિદ્ધ થાય છે, એ મહાન્ પ્રતાપવાન યોગી, માયાથી ઉત્પન્ન થતા આપણા સર્વ મોહને મીટાડી પોતાના સાચાં સ્વરૂપની ઓળખને માર્ગે આપણને વાળવાની કૃપા કરે એજ આપણી તેમને સવિનય પ્રાર્થના છે.

---

## कीर्ण ११ मुं.

---

ત્રીપુર વહનનું અવલોકન આપણે કરી ગયા. એ આખ્યાન આપણને એમ શીખવે છે કે મહા વિષ્ણુ અને મહેશ્વર શિવ અને વિષ્ણુ, એમાં કાંઈ ભેદ છેજ નહીં. આ શિક્ષણ શા ઉપરથી મળે છે ? ત્રીપુરાસુરનું આખ્યાન શિવ સંબંધમાં છે, તેવુંજ વિષ્ણુના સંબંધમાં બળિરાજાનું આખ્યાન છે. એ બેને સરખાવીને મર્મ તપાસો એટલે તમારી આંખે એકજ રહસ્ય માલમ પડશે. ત્રીપુર દહનનું રહસ્ય આપણે જોયું. બળીનો અર્થ બળવાન થાય છે. તે પણ આસુરી યોનીમાં ઉત્પન્ન થયો હતો. તેણે પણ ત્રણ લોકને જીત્યા હતા. વામન

ભગવાને તેને પોતાનો પ્રતાપ બતાવી આપ્યો. વામનજીએ તેની પાસે ત્રણ પગલાં જેટલી પૃથ્વી માંગી અને એ ત્રણ પગલાં ભરતાં પોતાનું શરીર–સ્વરૂપ એટલું તો વધારી દીધું કે તેમાં ત્રણ લોક સમાઇ ગયા. સ્વર્ગ, અંતરિક્ષ અને પૃથ્વી. એ સ્થૂળ, સૂક્ષ્મ અથવા લિંગ, અને કારણદેહને ઠેકાણે છે. એ ત્રણ દેહને એકી વખતે ઓળંગીને બળીને પાતાળમાં દાબી દીધો અને દિવ્ય પુષ્પની વૃષ્ટિ થઇ.

શિવ અને વિષ્ણુ નામ બે છતાં રૂપ એક ઇશ્વરનુંજ છે. શિવ શબ્દનો અર્થ મહાશિવપુરાણમાં જગત જેને વશ વર્તે છે તે, એવો આપેલો છે. શિવને ઉલટાવી નાખતા વશી શબ્દ વંચાય છે. એ સર્વના સ્વામી છે માટે એને પશુપતિ કહે છે. પશુ શબ્દ જીવ વાચક તેમજ ઇંદ્રીઓ વાચક છે. એજ પ્રમાણે શ્રી કૃષ્ણભગવાનને ગોપાળ કહેવામાં આવે છે. પશુવત સર્વ જીવને બાંધે છે પણ એજ, અનેક પાશથી મુક્ત કરે છે તે પણ એજ.

'संसारी जीवः सएव पशु । सर्वज्ञः पंचकृत्य संपन्नः सर्वेश्वर ईशः पशुपतिः। ++ जीवा पशवउक्ताः। तत्पतित्वात्पशुपतिः।

જાબાલિ ઉપનિષદ.

પાશ શબ્દમાં પાનો અર્થ તરસ અને અશનો ભૂખ થાય છે. અજ્ઞાની જીવો ખાવાની અને પીવાનીજ વાતમાં મગ્ન છે, અને એ બેનીજ ઇચ્છા રાખે છે, માટે તેઓને પશુ કહે છે. ( લલિતા સહસ્ર નામ ).

શિવ શબ્દ તેમજ શંકર, શંભુ પણ કલ્યાણ વાચક છે. શંકર શબ્દ તો ખુલ્લો છે. શં એટલે કલ્યાણ અને કર એટલે કરનારો.—

વિષ્ણુ શું કલ્યાણ કરતા નથી? હા તે છે, અને તે છે તેથી તે શંકર છે. અરે ત્યારે કેવી આશ્ચર્યની વાત છે કે કહેવાતા

ગ્રાહ્ય વૈષ્ણવો શિવ અને શંકર શબ્દથી ચોંકી તેના ઉચ્ચારણથી જાણે અપવિત્ર અને પ્રાયશ્ચિતવાન થતા હોય તેમ વર્તે છે. આપણે તેમને એટલોજ પ્રશ્ન કરીશું કે શું તમારા વિશ્નુ-ભગવાન જો શિવ અને શંકર નથી તો તે અશિવ અને અશંકર છે? જો તેઓ એવો ઉત્તર આપે કે શિવ તે રૂદ્ર છે અને રૂદ્ર સંહારકર્તા છે તો બીજો પ્રશ્ન એ કરીશું કે તમારે સંહાર શક્તિની આવશ્યકતા નથી? રૂદ્ર સંહાર કર્તા છે માટેજ કલ્યાણકર્તા છે. એકની એક સ્થિતિ જો અચળ-સ્થીર રહે તો જગતના સર્વ વ્યવહાર બંધ પડે અને જીવની ઉન્નતિ કોઇ પણ દીવશ થાય નહિં. આપણે દ્દષ્ટાંત લેતાં આ વાતની વિશેષ સમજ પડશે. માણુસ અન્ન ખાય છે. એ અન્નનું સ્વરૂપ નહિં બદલાય અને પોતાની અસલ સ્થિતિમાં તે પડી રહે તો પરિણામ શું આવશે ? એ પરિણામ, હે પ્રિય બંધુઓ, તમને રૂચશે અને પ્રસન્ન પડશે ? અન્નનું મૂળ સ્વરૂપ નાશ પામી નવું સ્વરૂપ બંધાવાની જરૂરજ છે. આ કામ રૂદ્ર શક્તિ વિના થઈ શકતુંજ નથી. ખનિજ યોનીના જીવોનું રૂપ નહિ બદલાય તો તે વનસ્પતિમાં આવી શકશેજ નહિં, અને તેજ પ્રમાણે નીચલી યોનિયોમાં પડેલો જીવ ઉપલી યોનિનો કદી પણ અનુભવ લેવાને ભાગ્યશાળી થશે નહિં. આ શ્રેણીએ વિચારતાં માણુસની ઉન્નતિ માટે જુદાં જુદાં સ્વરૂપોની તેને જરૂર છે. નાના બાળકને રમવામાં લાકડાની તરવાર આપવામાં આવે છે પણ મોટી વયે તે તરવાર નકામી છે. તે કાલે તો લોહનીજ તરવાર જરૂર છે. શરીર એ જીવને કામ કરવાનું સાધન-હથીઆર રૂપ છે. જેમ જેમ તેની વૃદ્ધિ થતી જાય તેમ તેમ તેનું કર્ત્તવ્ય નવનવું હોય છે અને એ નવનવાં કર્ત્તવ્યને અનુકુળ નવાં નવાં સાધનો હોવાં જોઇયે, માટે જે કાર્ય કરવાને શરીરરૂપી સાધન મળે છે તે કાર્ય પુરૂ થતાં તે સાધન વ્યર્થ છે. એ સાધનની જગે નવું

યોગ્ય સાધન પ્રાપ્ત કરવાનું છે. આવી રીતે જીવની ઉન્નતિ થતી જાય છે માટે રૂપના સંહારમાંજ ઉન્નતિ ક્રમ રહેલો છે. એ ઉન્નતિ કરાવવાળા રૂદ્ર અથવા શિવજી છે. તે સંહાર–નાશ કરે છે તે માત્ર રૂપનો અને બીજા કશાનો નહિં. રૂપનું બદલાવું, સ્થિતિનો ફેરફાર થવો, એ સૃષ્ટિનો નિયમ છે, અને જે સૃષ્ટિના નિયમ તેજ પરમેશ્વરના નિયમ છે. એ નિયમને અનુસરીને ક્ષણેક્ષણે પરમાણુઓ બદલાય છે અને એમ થાય છે તેમાંજ જગતની વૃદ્ધિ–ઉન્નતિ છે. ક્ષણેક્ષણે પરમાણુનું પલટાવું પ્રકૃતિની ચંચળ સ્થિતિ અને તેમજ વસ્તુનું મિથ્યાપણું દર્શાવે છે. એક ક્ષણ ઉપર એક વસ્તુ જોઇ તે બીજેજ ક્ષણે તેની તે–તેવી ને તેવી–જે સ્થિતિમાં પ્રથમ જોઇ તે સ્થિતિમાં–બીજે ક્ષણે નથી નથી ને નથી એમ નિશ્ચય માનજો. આટલું છતાં માણસ તેની તેજ વસ્તુ તેની તેજ સ્થિતિમાં માને છે એ કેવળ અજ્ઞાન છે. માયાની આ લીલાથી સાચા પંડિતો મોહ પામતા નથી. આ પ્રમાણે જોતાં રૂદ્ર અથવા શિવ એજ જીવનું સાચું કલ્યાણ કર્તા છે અને તેથી સર્વ દેવમાં શ્રેષ્ટ, અને પરંપૂજ્ય છે. જ્ઞાનીના ઈષ્ટ તો એજ હોય છે અને હોવા જોઇયે.

આગળ આપણે બતાવી ગયા છેએ કે શ્રુતિ પ્રમાણે

अग्निस्तुरुद्रएव । रुद्रो वा एषोग्निः ॥

અગ્નિ તેજ રૂદ્ર અને રૂદ્ર તેજ અગ્નિ. ઋગ્વેદમાં अग्निमीडे નો જે મંત્ર છે તેજ આ અગ્નિ છે. એ અગ્નિ તે જે અગ્નિ અથવા તેજ તત્વ ગણાય છે તે નથી પણ તેનાથી ઘણી ઊંચી પંક્તિએ–ઊંચે પદે–ઊંચી ભૂમિકાએ, પ્રકાશતો પ્રકાશ છે અને એ પ્રકાશ બ્રહ્માંડે અને પિંડાંડે સઘળે વ્યાપી રહેલો છે. શરીરને શરીર શા માટે કહે છે? કેમકે તેમાં એ અગ્નિ ત્રણ રૂપે રહેલો છે. જ્ઞાનાગ્નિ, દર્શનાગ્નિ ને કોષ્ટાગ્નિ,

शरीरमितिकस्मात्। अग्नयोऽत्रश्रियन्ते ज्ञानाग्निर्दर्शनाग्निः कोष्ठाग्नि रिति ।

કોષ્ટાગ્નિ પાચન કરે છે, દર્શણાગ્નિ રૂપનાં દર્શન કરે છે અને જ્ઞાનાગ્નિ શુભાશુભ કર્મની પરિક્ષા કરે છે, જાણે છે. એનાં ત્રણ સ્થાન છે, ને ત્રણ નામ છે. મુખે આહવનીય કહેવાય છે, ઉદરેગાર્હપત્ય, અને રૂદયે દક્ષિણાગ્નિ. (જુઓ ગર્ભઉપનીષદ.)

સર્વ વ્યાપિ અગ્નિરૂપ સર્વ દેહનો આધાર છે. સર્વ કર્મ તેનાજ વડે થાય છે. અગ્નિહોત્ર માણસના શરીરમાં છે, જેમાં આત્મા યજમાન છે, મન બ્રહ્મા, લોભાદિ પશુ, ધૃતિ દિક્ષા, સંતોષ, બુદ્ધિ, ઇંદ્રી યજ્ઞનાંપાત્ર ઈત્યાદિ ઈત્યાદિ. (જુઓ એજ ઉપનિષદ).

રૂદ્રની સત્તા નહિં હોય તો બાળક જેવું જન્મે તેવુંજ રહે અને કિશોર, યુવા, વૃદ્ધાવસ્થાને પહોંચેજ નહિં.

એજ પરમ શિવ ભૈરવ રૂપે જગત પ્રસિદ્ધ છે. તે ઉત્પત્તિ સ્થિતિ અને લયના કર્તા છે માટે તે ભૈરવ છે. **ભ એટલે ભરણ, ર એટલે રમણ અને વ એટલે વમન.**

મહાદેવજીનાં નામની ગણના નથી. એમનું તો નામ' ખરૂં જોતાં છેજ નહિં. એ નામથી પર છે, પણ "ચરિત્ર ચિતવન નામ ભક્તજનો સ્મરતા", તેમના ચરિત્રનું સ્મરણ કરાવવાવાળાં જે નામ તેની સંખ્યા નથી, કેમકે ચરિત્રનો ગણુતાં પાર આવે તેમ નથી. એ નામોમાં સ્મરારી અથવા કામારી એક છે. એમણે, પાર્વતિજીની સાથે લગ્ન થતાં પહેલાં, જ્યારે તપશ્ચર્યા માંડી હતી, ત્યારે દેવતાઓની આજ્ઞાથી કામદેવ તેમને લોભાવવા તેમની પાસે આવ્યો હતો. શિવનું મન ચંચળ થતાં તેમણે નેત્ર ઉઘાડી જોયું, અને કામદેવ દ્રષ્ટિએ પડતાંજ તેમના ત્રીજાં નેત્રમાંથી અગ્નિએ પ્રગટ થઇને તેને ભસ્મ કરી નાખ્યો. તેની સ્ત્રી રતીએ એ સમાચાર જાણી

અત્યંત વિલાપ કરી મુકયો અને દેવતાઓ પણ શિવની પ્રાર્થના કરવા લાગ્યા. અંતે શિવજી પ્રસન્ન થતાં તેમણે કહ્યું કે એ ઓને એનો પતિ શ્રી કૃષ્ણ અવતાર થશે ત્યારે તેમનો પુત્ર પ્રધુમન થઇ ફરી મળશે. કામદેવને બાળીને ભસ્મ કીધો માટે એ નામ પડયું. એ કથામાં પણ મર્મ રહેલો છે. કામદેવ ઇચ્છા દર્શક છે. હું એક છતાં અનેક રૂપે શોભું એવી પ્રથમ ઈશ્વરની ઇચ્છાથીજ સૃષ્ટિ થઇ. અનેકતાની હદ સીમા–છેવટની આવી ગઈ હતી, ચૈતન્યને નીચે, ઉપાધિમાં ઉતરવાનું બંધ થવું જોઇયે, હવે ઉપાધિમાંથી મુક્ત થઈ ઉપર ચડવાની–ગતિ કરવાની છે. તે ઊંચી ગતિનો આરંભ દર્શાવનાર પ્રધુમનજી છે. થોડો સમય નીચે ઉતરતાં ગતિ બંધ પડે છે. પછી પાંચમી મનુષ્ય જાતિમાં જીવની ઉન્નતિ ક્રમમાં વૃદ્ધિ થવા માંડે છે.

એ નામોમાં શિવજીની અનેક શકિતઓનાં જે નામ પ્રખ્યાતી પામ્યાં છે તે નામની સાથે પતિ, ઈશ, સ્વામિ જોડાતાં તે શકિતના ઈશ છે. અધિપતિ રૂપે પણ તેમનાં નામ જોવામાં આવે છે. ત્રીપુરને દહન કીધું તેથી તેમને ત્રીપુરારી કહે છે, તેમજ ત્રીપુરેશ્વર નામ પણ તેનું છે. એ શબ્દ ત્રીપુરારીથી ઉલટો અર્થ દર્શાવે છે. ત્રીપુરાના સ્વામિ તે ત્રીપુરેશ્વર. ત્રીપુરા તે સુષુમ્ણા, પિંગળાને ઈડા જે ત્રણ નાડીઓ છે તે છે, તેમજ મન, બુદ્ધિ ને ચિત્ત પણ છે (જુઓ લલિતા સહસ્ર નામ).

બીજું વળી એક નામ ગૌરીશંકર છે. ગૌરી શબ્દનો એક અર્થ ઉપર બતાવવામાં આવ્યો છે. ગૌરી તેજ ઉમા, ઇચ્છા શકિતરૂપ છે. કુંવારી અવસ્થામાં તેનું નામ કુમારી છે. કુ શબ્દ માહામાયા–મોટું અજ્ઞાન દર્શક છે અને **મારી** શબ્દ **મારયતે** ઉપરથી થયલો છે. એ મોટા અજ્ઞાનનો, માહામાયાનો જે નાશ કરે છે તે કુમારી (જુઓ લલિતા સહસ્ર નામ.)

શ્રીમદ્ શંકરાચાર્ય સૌંદર્ય લહરી અથવા આનંદ લહરી નામના અપૂર્વ ગ્રંથમાં દેવીની સ્તુતિ કરે છે, અને તેમાંનો પ્રત્યેક શ્લોક મંત્રરૂપ અને અતિ સમર્થ શુભ ફળદાતા છે. એના ઉપર ટીકાના ગ્રંથ પણ ઘણા છે. ચિતનું જે અત્યંત સ્થૂળ સ્વરૂપ તેને ત્યાં કુંડળિની શક્તિ વર્ણવેલી છે. એ શાકત જ્યારે પ્રથમ જાગૃત થાય છે ત્યારે તે નાની બાળકીની અવસ્થામાં છે માટે તેને **કુમારી** કહે છે. અનાહત ચક્રમાં જતાં તે યોષિત કહેવાય છે, એ શકિત ચડતાં ચડતાં અંતે સહસ્ત્રારમાં જઈને મહેશ્વરની સાથે એક થઈ જાય છે. સાત ચક્રોમાં સર્વથી શ્રેષ્ટ પદ્વિવાળું જે ચક્ર તે ચક્રમાં મહેશ્વર બિરાજે છે, એ ઉપરથી મહેશ્વરનું બ્રહ્મસ્વરૂપ નિશ્ચય થઇ જાય છે.

હિરણ્યબાહુ, હિરણ્યસ્મશ્રુ આદિ એવા બીજાં નામો સૂર્યમાં પ્રકાશનારા ચૈતન્યનું શિક્ષણ આપે છે. ગાયત્રીમાં જે સવિતા, આદિ ચૈતન્યને–સૂર્યનાં સ્વરૂપે કલ્પેલું છે, તેનું સ્થૂળ રૂપ આપણે જે સૂર્યનાં નિત્ય દર્શન કરીએ છૈએ તે છે. શ્રી મહાભારત શાંતિ પર્વ મોક્ષધર્મ. ઉ. અ. ૧૮૯માં મહાદેવજીની સ્તુતિ છે તેમાં કહે છે કે "તમે સૂર્ય એટલે સૂર્ય મંડળ રૂપ છે, તમે સૂર્ય મંડળમાં શોભનારા છો xx તમે હિરણ્ય ગર્ભ બ્રહ્મારૂપ છો, તમારૂં કવચ હિરણ્ય (સુવર્ણ) છે. હિરણ્ય વડે તમે શિખા કરેલી છે, એવા હે હિરણ્યપતિ, તમને પ્રણામ છે.

વરેણ્ય પુરૂષ તે શિવજી છે. વિષ્ણુજી મહાદેવજીની સ્તુતિ કરતાં કહે છે "वरदाय वरेण्याय पुरुषाय महात्मने" (લિં. પુ. પૂ. અ. ૨૧ મો.)

કૈલાસપતિ–કૈલાસના જે અધિપતિ તે કૈલાસપતિ. હીમાલય પર્વતનાં એક શિખરનું નામ કૈલાસ છે. ધવલગીરી, ગૌરીશંકર આદિ બીજાં શિખરો પણ છે, પણ સર્વથી ઊંચુ અને શ્રેષ્ટ કૈલાસ શિખર છે. પૃથ્વી ઉપર એટલે આપણી સ્થૂળ

ભૂમિમાં ઉંચામાં ઉંચુ જે સ્થાન તે સ્થાન કૈલાસ છે કે જ્યાંથી સર્વ દિશાઓ દૃષ્ટિમાં આવી જાય છે. એ સ્થાન ઘણુંજ રમ્ય છે અને બરફથી ઉજ્વળ શોભી રહેલું છે. ગંગા આદિ પવિત્ર નદીઓ અહીં હીમાલયમાંથીજ નીકળીને નીચે ઉતરતી આવી આપણી આર્યભૂમિને પવિત્ર કરે છે.

માણુસનાં શરીરમાં સહસ્રાર ચક્ર તે કૈલાસ છે એમ ઉપર કથન કરેલ આનંદ લહરીથી સમજાય છે. ત્યાં હજાર પાંખડીનું પદ્મ છે ચિત અથવા જેને શુદ્ધ વિદ્યા, સાદાખ્યા કહે છે તે સદા શિવની સાથે રહે છે. સત્ અને ચિત્નો આ સંયોગ યોગી લોકો સદાય શોધી રહે છે. અહીં કુંડળિની આવીને મળે છે અને પરમ આનંદ છાઇ રહે છે. આવું જે ઉંચુ સ્થાન તે ઉંચા સ્થાનના પતિ તે સદાશિવ એટલે મહેશ્વર છે. નિરંતર અમૃતનો સ્રાવ તે અહીં થાય છે.

ગાયત્રીના અંગે જે સાત વ્યાહૃત છે તેમાંથી પહેલીએ ભૂઃઅને ભૂવઃ સર્વને સારી પેઠે જાણીતી ભૂમિકાઓ છે. સ્વઃ જે ભૂમિકા દર્શાવે છે તે માનસિક પણ રૂપવાન છે, માનસિક અરૂપ તે મહઃ છે. ત્રિભુવનનાં કારણરૂપ, ત્રીભુવનનું મૂળ તે તે છે. ઉંચુ સ્વર્ગ તે, વિજ્ઞાનમય કોષને મળતી ભૂમિકા છે. જન, તપ, અને સત્યલોક બુદ્ધિક ભુમિકા ઉપર છે. તેનાથી પાર–તેના કરતાં ઉંચે, બ્રહ્મલોક, વિષ્ણુલોક–વૈકુંઠ અને ગોલોક- અને શિવલોક–કૈલાસ છે. આવી રીતે ક્રિયા, જ્ઞાન અને ઈચ્છા પોતાના અનુક્રમમાં આવી જાય છે. આ અનુક્રમ માટે (જુઓ ગાર્ગાયન રૂષિનો પ્રણુવવાદ.)

હે કૈલાસપતિ, હે ઉમાપતિ, હે ચંદ્રમૌલી, અમારી ચિદ્ શક્તિ પવિત્ર અને શુદ્ધ થઇ નિર્વિઘ્નપણે ઊચ્ચ ગતિને પ્રાપ્ત થતાં અમે તમારાં ચર્ણારવિંદમાં મસ્તક નામી, અમૃતપાન કરવાની સ્થિતિને પામીએ, એ સંજોગ અમને આપ–તમારા ભકતને કૃપાળુ જલદી આપો એજ અમારી નમ્ર પ્રાર્થના છે.

# कीर्ण १२

શિવજીના મહિમાનું કીર્તન, સહસ્ત્ર મુખવાળા શેષજી કરવા બેશે તોએ તેનો પાર આવે નહિં. અરે ! શારદા પોતે અનંત અવકાશને પત્ર કરી લખવાનો આરંભ કરે તો કોટી કલ્પ અને યુગ વહી જતાં પોતે શ્રમિત થશે અને થાકી જશે તોએ તેણે ત્યાં સુધીમાં જે કંઇ લખ્યું હશે તે માત્ર સમુદ્રનાં જળનાં એક ટીપાં સમાન છે. ત્યારે એ વિષયમાં અલ્પજ્ઞ, અને અલ્પ શકિતવાળા, જન્મ મરણને આધિન, મનુષ્યની તો શક્તિજ શું ? એટલા માટે અહીં તો માત્ર દિગ્દર્શન કરાવવાનું અલ્પ પ્રયત્ન છે.

મહાદેવ જેમ દેવના દેવ, આદિ દેવ, સગુણબ્રહ્મ તેમજ નિર્ગુણબ્રહ્મ છે તેમજ મહાન્ યોગી રૂપે ત્રણે લોકમાં ગવાયલા છે. તેમનો નિવાસ સ્મશાનમાં છે. આ સ્મશાનભૂમિમાં નિરંતર અગ્નિ પ્રજ્વલિત છે, અને ત્યાં અનંતરૂપો ભસ્મીભૂત થાય છે. એમને–આવા સમર્થ દેવ મહાદેવજીને રહેવાને માટે સુંદર નગર, સુંદર બાગબગીચાવાળા મહેલો શું નહિં મળ્યા કે તેમણે આવાં ભયંકર સ્થાનને પસંદ કીધું ? બીજા કોઈ દેવના સંબંધમાં આવું જોવામાં આવતું નથી. આ પ્રશ્ન ઘણો વિચાર કરવા જેવો છે. પણ યાદ રાખવું જોઇએ કે એ નિવાસ જેણે સ્વિકારેલો છે તે યોગી સ્વરૂપ છે. આ સ્મશાન એવું છે કે જ્યાં નાના પ્રકારના વિકારો જે જીવને લખચોર્યાસીના ફેરામાં ભ્રમણ કરાવ્યાં કરે છે, જ્યાં અનેક રૂપો, અજ્ઞાનથી ઉત્પન્ન થતાં પ્રકૃતિનાં રૂપો, જે ભેદભાવ ઉત્પન્ન કરી હું તું, મારૂં તારૂં અને તેથી જન્મ પામતા સર્વ વિચારો, વૃત્તિઓ, ઈત્યાદિની વૃદ્ધિ કરે છે અને જંગલની ગાઢી ઝાડીમાં ગુંચવી નાખે છે, તે સર્વ જ્ઞાનરૂપિ અગ્નિમાં બળીને નાશ પામે છે તે સ્મશાનભૂમિ છે. આ પ્રમાણે જ્યાં સ્થાવર, જંગમ,

સર્વ વ્યક્તિઓ નાશપાત્ર ત્યાં કંઈ પણ રહેતું નથી, ત્યાં જીવ પોતે એકલોજ સ્થિત છે, અને પોતાના શિવાય બીજા કોઇને દેખતો નથી. દ્વૈતનો સંહાર અહિંજ થાય છે.

અહિં શિવજીના સંગમાં-તેમની આસપાસ વિંટલાઈ રહેલા કોણ છે? એનો ઉતર એ છે કે ભુત, પ્રેત, પિશાચ, યક્ષ ઈત્યાદિ. એની ઉત્પત્તિનું વર્ણન લિંગપુરાણ પૂર્વાર્દ્ધના ૭૦ મા અધ્યાયમાં, વિષ્ણુપુરાણ અંશ ૧ અધ્યાય ૫માં જોવામાં આવે છે. આગલા પુરાણના ૫ અધ્યાયથી જણાય છે કે પિશાચમાં પૃથ્વી સંબંધી, રાક્ષસમાં જળ સંબંધી, યક્ષમાં તેજ સંબંધી, અને ગંધર્વમાં વાયુ સંબંધી ગુણ છે. મનુભગવાન કહી ગયા છે તે પ્રમાણે, યક્ષ, રાક્ષસ, અને પિશાચ, સુરાપાન, અને માંસ ભક્ષણ કરે છે. ઉલ્કા મુખ પ્રેત, જે ઉલટી કરીને કહાડી નાખેલું હોય, તે ઉપર પોતાનું જીવન ચલાવે છે. યક્ષનો સંબંધ ધનપતિ કુબેર સાથે છે. આવી વ્યકિતઓના પ્રકાર અને ભેદ ઘણા છે. શ્રી શંકરાચાર્ય, અને ભગવદ્ગીતાના બીજા ટીકાકારો ભૂત શબ્દમાં, વિનાયક, સપ્ત માત્રિકા, ચતુર્ભાગિનિ, ઇંત્યાદિકનો સમાસ કરે છે. આ ઉપરથી આપણે સમજવાનું એ છે કે આ અનેક વ્યકિતઓ ઉપર, જે મહાન્ યોગી થયલો છે તે, સત્તા ચલાવે છે, અને એ સઘળી વ્યકિતઓ તેની સેવામાં નિરંતર તત્પર રહે છે. એ વ્યકિતઓ જુદાં જુદાં તત્વ દર્શક છે, અને તે તત્વને જીતીને-તેને ઓળંગીને યોગી આગળ અથવા ઊંચે ગયલો છે. બીજી રીતે લેતાં જે જે કંઈ તત્વો છે તે સર્વ તત્વનો યોગીની દૃષ્ટિમાં નાશ થયો છે અને અંતે તેના બીજરૂપ તેની છાયા ફરી સૃષ્ટિ કરવાના કાર્યને અરથે રહેલી છે. છાયાના કરતાં પણ વધારે-અતિ સૂક્ષ્મ તેની આકૃતિ કહીશું તો ખોટું નથી. જે જોગીએ ભસ્મલેપન કીધું છે, જેને વસ્ત્રમાં-ઢાંકણ માટે માત્ર આકાશ છે (જે દિગંબર છે,) જેણે કામને બાળી નાખ્યો છે, જેને કોઇ

પણ જાતની વાસના નથી, જે વિકારથી વેગળો છે, જે નિરંજન અને નિર્ગુણ જેવો થઇ રહેલો છે, જે માત્ર પોતાનાંજ સ્વરૂપમાં નિમગ્ન છે, તેનો સ્મશાનમાં નિવાસ અને આવી વ્યક્તિઓ–આવાં રૂપોની મધ્યમાં તેને સ્થિત, કહેવો એજ યોગ્ય છે. જેમ જગતના કલ્યાણાર્થે વ્યાસજીએ વારંવાર પૃથ્વી ઉપર અવતાર લીધા છે તેજ પ્રમાણે યોગાચાર્યના નિમત્તથી ભગવાન શંકરે જુદા જુદા યુગોમાં અવતારો લીધા હતા અને તેઓના શિષ્યો અને પ્રશિષ્યોએ અધ્યાત્મ જ્ઞાનની વૃદ્ધિ કરી હતી એમ મહાશિવપુરાણુ વાયુ સંહિતા તથા લિંગ. પૂ. પૂર્વાર્ધ અ. ૨૪થી માલમ પડે છે. શિવજી જેવા મહા સમર્થ પરમેશ્વર ભોળા, ભક્તજનનું સંકટ નિવારણ કરવા માટે સહાય તત્પર, અત્યંત દયાળુ, સુર અને અસુર બન્નેને સમાન દૃષ્ટિથી જોવાવાળા, જગતનું કલ્યાણ નિરંતર ચિંતન કરનારા, પૃથ્વી ઉપર ધર્મ ગ્લાની પામે અને અધર્મની વૃદ્ધિ થાય તે જોઈ નિસ્પૃહ થઇ બેશી રહે એ લેશ સંભવતું નથી. ધર્મને સતેજ કરવા વિષ્ણુભગવાન વારંવાર અવતાર લેતા આવ્યા છે એ વાત ખરી છે, પણ તે અવતારોનું સ્વરૂપ જુદુંજ હતું. તે સ્વરૂપ ઉપદેશક તરીકે નોતું, તેમજ વ્યાસભગવાન, વેદની યોગ્ય રચના કરતા, પરંતુ તેઓએ પણ ખાસ કરીને આચાર્યનું કામ કીધું નથી. જ્યારે ધર્મ નિસ્તેજ થાય છે ત્યારે તો જ્ઞાનોપદેશની આવશ્યકતા વિશેષ છે, એ કાર્યને માટેજ ઉપર કહેલા શંકરના અવતારો થયા હતા. જ્યારે શ્રી કૃષ્ણરૂપે વિષ્ણુભગવાનનો અવતાર થયો ત્યારે શંકરનો પણ અવતાર થયો હતો. સ્મશાન ભૂમિમાં એક બ્રાહ્મણ બ્રહ્મચારીનું શરીર જોઇને લોકોને વિસ્મય કરવાને માટે યોગમાયાના બળથી તે શરીરમાં શિવજીએ પ્રવેશ કીધો હતો અને તે લકુલી નામથી પ્રસિદ્ધીને પામ્યા હતા. (લિંગ. પુ. પૂ. અ. ૨૪ વાયુ. પુરાણ. અ. ૨૩) લિં. પુ. અધ્યાય ૯૬ માં શંકરની સ્તુતિ આપેલી છે તેમાં

શ્લોકનો પ્રથમ ભાગ એવો છે કે "अमोघायत्रिनेत्राय लकुलीशाय शंभवे ।" એ અવતારનું મહત્વ આથી સ્પષ્ટ પ્રગટ થાય છે. ઉંચો ઉપદેશ કરવાનું કાર્ય ભગવાન શંકરે પોતાનીજ સત્તામાં રાખ્યું હતું એમ આથી સમજાય છે.

જે સ્થળે એ અવતાર થયો હતો તેનું નામ કાયાવતાર અથવા કાયાવરોહન હતું. તેમના ચાર શિષ્યો નામે, કુશિક, ગર્ગ, મિત્ર અને કૌરૂષ્ય હતા.

એક શીલા લેખમાં લખ્યું છે કે લાટ દેશમાં કારોહણુ નામે સ્થળે શિવજી ભટ્ટાર્ક શ્રીલકુળીશ રૂપે અવતાર ધારી રહ્યા હતા અને તેમના ચાર શિષ્યો કુશિક, ગાર્ગ્ય, કૌરૂષ અને મૈત્રેય હતા જેમણે પાશુપત યોગનો પ્રસાર કીધો (ઈંડો આર્યન શોધની એન સૈકલો પીડીઆ વો ૩ ભા. ૧ પાનું ૧૧૬).

હવે જે એક અતિ અગત્યના અને પરમ કલ્યાણુકારી સ્વરૂપનાં આપણે દર્શન કરવાનાં છે તે ત્રણ લોકના મહાન્ ગુરૂ મૂર્તિના છે. બુદ્ધને માટે એમ કહેવામાં આવે છે કે તે ત્રણુ લોકના ગુરૂ હતા અને એ ત્રણે લોકમાં તે પૂજ્ય હતા. તેમનાં વ્યાખ્યાનો-ઉપદેશક વ્યાખ્યાનો શ્રવણુ કરવા માટે દેવતાઓ સ્વર્ગમાંથી ઊતરી અંતરિક્ષમાં ઊભા રહેતા હતા.

શ્રીમદ્ ભગવદ્ગીતાના ચોથા અધ્યાયના પહેલાજ શ્લોકમાં શ્રી કૃષ્ણુભગવાન અર્જુનને કહે છે કે—

इमं विवस्ते योगं प्रोक्तवान हम व्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥

મતલબ એ છે કે આદિ-પ્રથમ-ગુરૂ તે ઈશ્વર પોતેજ છે. લલિતા શહસ્રનામ પ્રમાણે અદ્ભુત શક્તિવાળા આદિનાથ ગુરૂ તે શિવજી પોતેજ હતા, આદિ શક્તિ સહિત આદિનાથનું જે સ્વરૂપ તે બીજા ગુરૂ થયા, અને ત્રીજા ગુરૂ તે શ્રી સદા શિવજી છે. એથી પણુ એમ સમજાય છે કે ગુરૂપદ પ્રથમ

ઇશ્વર પોતેજ લે છે. આ પ્રમાણે થવાનું કારણ એ છે કે ઇશ્વર પોતાની પ્રજાને અજ્ઞાનમાં ગોથાં ખાતી જોવાને રાજી નથી. સાધારણ માણસ પોતાની સંતતિનું શુભ ઇચ્છે છે અને તેને વિદ્યાવંત કરવાને પોતાનાં તન, મન, અને ધનથી પ્રયત્ન કરે છે તો જીવ માત્ર પોતાના સરીખા થાય એવી ઇચ્છાથીજ જે સૃષ્ટિ સૃજે છે તે ધર્મનો ઉપદેશ આપવાની ઘટતી યોજના કેમ નહિં કરે.

કામરાજના મત પ્રમાણે ગુરૂના ત્રણ મંડળ છે અને તે પ્રત્યેક મંડળમાં એકથી વધારે પરમ ગુરૂઓ છે. પહેલા મંડળના અધિપ પર પ્રકાશાનંદનાથ છે, બીજામાં ગગનાનંદનાથ છે અને ત્રીજામાં ભોગાનંદનાથ છે. આ ત્રણ મંડળનો સંબંધ અનુક્રમે દેવ, મનુષ્ય, અને સિદ્ધવર્ગ સાથે છે. જ્ઞાનાર્ણવ પ્રમાણે કંઇક ફેર છે.

લિંગ પુરાણના પૂર્વાદ્ધ અધ્યાય ૬૫ તથા ૯૮ માં શિવ સહસ્ર નામનું સ્તોત્ર આપેલું છે, તેમાં નીચે પ્રમાણે છે—

सहस्रमूर्द्धा देवेंद्रः सर्व देवमयो गुरुः ।
सहस्र बाहुः सर्वांगः शरण्यः सर्व लोककृत् ॥
+ + + +
देवासुर गुरु र्देवो देवासुर नमस्कृतः
दवासुर महा मात्रो देवासुर गणाश्रयः ॥

દેવતાઓ અને અસુરો સર્વના મહાગુરૂ શ્રી શિવજી છે, યોગીશ્વર તે શ્રી મહાદેવ છે, અને ગુરૂદેવરૂપ તેમની મૂર્તિ દક્ષિણા મૂર્તિ નામથી પ્રસિધ્ધ છે.

वट विटप समीपे भूमि भागे निषण्णम्
सकलमुनि जनानां ज्ञान दातार मारात्
त्रिभुवन गुरुमीशं दक्षिणा मूर्तिदेवं
जनन मरण दुःखच्छेद दक्षं नमामिः

ત્રિભુવનના ઇશ્વર, ત્રિભુવનના ગુરૂ, જન્મ મરણનાં દુઃખને ટાળવામાં કુશળ, જ્ઞાનને આપવાવાળા, વડના વૃક્ષ નીચે મુનિજનોથી વિંટળાઈલા શોભી રહેલા ગુરૂદેવ શ્રી દક્ષિણા મૂર્તિ છે. એ ગુરૂદેવ કારૂણ્યની મૂર્તિ છે અને તેથી મનુષ્ય જાતિનું હિત કરવાને દક્ષિણ દિશા ભણી મુખ કરીને બિરાજેલા છે. ઉત્તર દિશા ચૈતન્ય અને દક્ષિણ દિશા માયાદર્શક છે. માયાનો પરાજય કરીને તેઓ ઊચામાં ઊચાં શિખરે પહોંચેલા છે. ઊત્તરાભિમુખ રહેતાં તેઓનાં શિષ્યમંડળ અને જન સમુહ સાથે તેમનો સિધો સંસર્ગ રહે નહિં. ઊત્તર દિશા મસ્તકરૂપ છે અને દક્ષિણ પાદરૂપ છે. લોકના કલ્યાણ માટેજ આ રૂપ ધારેલું છે, અને તેથીજ દક્ષિણે એટલે માયાના પાશમાં ધસી જતા જીવોને તે પાશમાંથી બચાવવા તેઓ દક્ષિણ ભણી મુખ રાખીને બેઠેલા છે, એજ કારણથી તેમને દક્ષિણા મૂર્તિ નામ આપેલું છે.

વળી દક્ષિણા એટલે બુદ્ધિ અર્થ થાય છે, જ્યારે બુદ્ધિ, શુદ્ધ તત્વ, અને શાંત થાય છે ત્યારે નિર્ગુણ બ્રહ્મનો આંતર્ પ્રકાશ પડે છે. એ ઊંચા પ્રકારનું ધ્યાન કરવાને જે શક્તિમાન નથી તેને માટે ઉપર કહેલા સ્વરૂપનું ધ્યાન છે. વળી ઝાડ નીચે તેઓ બિરાજે છે. વૃક્ષ એ સંસાર વાચક છે. ભગવદ્‌ગીતાના ૧૫ મા અધ્યાયમાં ઊંચે મૂળ અને નીચે શાખાવાળું જે વૃક્ષ વર્ણવેલું છે તે એજ છે. સાતલોકોના ઉપર ચતુર્મુખ બ્રહ્મા જેનું મૂળ છે અને મૃત્યુલોકમાં સકળ મનુષ્ય સ્થાવર પર્યંત જેની શાખા છે, અને જે પ્રવાહરૂપથી અવિનાશી છે તેને જે જાણે છે તેજ ખરો યોગી છે, એ વૃક્ષના મૂળની સમીપે ગુરૂદેવ આસનવાળી બેઠા છે, તે એ બતાવે છે કે તેઓ છેક ટોચ ઉપર રહેલા છે જ્યાંથી તેઓની દૃષ્ટિ સર્વ સ્થળે ફરી વળી શકે છે, અને જ્યાંથી થતી કંઇ પણ પ્રેરણા વીજળીની પેઠે પ્રત્યેક પરમાણુમાં પહોંચી જાય છે.

ઉલટી રીતે વિચાર કરતાં પૃથ્વી ઉપરનાં વૃક્ષોનાં મૂળ નીચે પૃથ્વીમાં રહેલાં છે. ત્યાં મૂળની નિકટમાં રહીને પૃથ્વીના જીવોને, સ્થૂળ ભૂમિના જીવોને–સ્થૂળ મૂર્તિધારી, પ્રભુ ઉપદેશ આપે છે.

સ્વરૂપની ઓળખમાં વૃક્ષની આવશ્યકતા ઘણી જગાએ જણાય છે. બુદ્ધ ભગવાન પણ વૃક્ષ નીચે બેઠેલા અને શ્રાવકોથી વીંટલાયલા કથન કરવામાં આવે છે, સપ્તબુદ્ધ સ્તોત્રમાં લખ્યું છે કે વિપશ્ય પાટલા વૃક્ષ નીચે જીનેંદ્ર સ્થિતિને પ્રાપ્ત થયા, સીખી પુંડરીક વૃક્ષ નીચે, વિશ્વભૂ સાલ વૃક્ષ નીચે. ક્રકુચ્છંદ, શીરીશ વૃક્ષ નીચે, કનકમુની ઉદંબર વૃક્ષ નીચે, કાસ્યપ ન્યગ્રોધ વૃક્ષ નીચે, અને શાકયસિંહ (બુદ્ધદેવ) અશ્વત્થ વૃક્ષ નીચે.

સામાન્ય મનુષ્યોની જાણમાં નથી કે આપણી સ્થૂળ પૃથ્વી ઉપર જે જે રૂપો દ્દષ્ટિગોચર થાય છે તે તે રૂપો ઉપરની ભૂમિકાનાં રૂપોની માત્ર છાયા છે. જે મહાનરૂષિ મંડળને વિશે થોડોક સમય થતાં ઘણા સ્થળેથી કહેવામાં આવે છે તે મંડળોના પ્રમુખ, તે પંક્તિવાળાં સર્વ મંડળોમાં, પ્રથમ પંક્તિનાં મંડળથી પણ પર–તેના ઈશિ, શ્રી મહાદેવજી છે, જેને સર્વ મંડળો મહાન્ ગુરૂદેવ રૂપે સ્વિકારી એક નિષ્ટાથી પૂજે છે. એ મહાન્ ગુરૂદેવને એક ભવ્ય વૃક્ષ માનેલું છે કે જેની શાખામાંથી ભિન્ન ભિન્ન ધર્મ પ્રવર્ત્તકો અને ઉપદેશકો, પેગંબરો પૃથ્વી ઉપર પ્રગટ થયલા છે. જરતુસ્તી ધર્મવાળા આ વૃક્ષને ગોકર્ડના નામથી ઓળખે છે. આ મહાન્ ગુરૂદેવ, જેનું અકળ અને તેજસ્વિ દિવ્યરૂપ ધ્યાનમાં આવવું અતિ કઠીન છે તેના આશ્રય નીચે પૃથ્વી ઉપર પધારેલું સ્વરૂપ છે તે વૃક્ષની નીચેની સ્થિતિ સૂચવે છે.

દક્ષિણા મૂર્તિનું ત્રીજું નેત્ર અધ્યાત્મિક તેજથી ઝળકી રહેલું છે. ધૂમાડા રહિત જાણે અગ્નિની જવાળા પ્રકાશી રહેલી

હોય તેમ તે શોભે છે. એ જવાળા વિજ્ઞાનની છે. માયાનાં બંધન તોડીને મન બુદ્ધિની સાથે એક રસ થતાં જે સ્થિતિ થાય છે તેનું આ ચિન્હ છે. જે નેત્રથી શિવજીનાં દર્શન થઈ શકે તે નેત્ર બુદ્ધિ છે.

એ મૂર્તિના એક હાથમાં ચિન્મુદ્રા શોભી રહી છે. એ મુદ્રા અંગુઠો અને તેની જોડેની આંગળી જેને તર્જની કહેવામાં આવે છે તે બેના અગ્ર ભાગ જોડયાથી ગોળ આકાર થાય છે, તે છે. અંગુઠો તત્, બ્રહ્મ અને આત્મા દર્શક છે, અને આંગળી તું દર્શ છે. અહિં तत्+त्वम्+असि=તે + તું + છેનો ઉપદેશ છે.

શિષ્યમંડળ જે અંજળી મુદ્રા–પૂજ્યભાવ બતાવનારી અંજળી મુદ્રાથી જોઈ રહ્યા છે, અને ગુરૂ અને શિષ્યોએ મૌન્ય ધારણ કીધું છે. સત્ય શું એ પ્રશ્ન શિષ્યોના અંતરમાં ઉદભવે છે, ગુરૂ તે જાણી જાય છે અને મૌન્ય ધારણ કરેલુ જારી રાખે છે. શિષ્યો પણ સમજી જાય છે કે આ પ્રશ્નનો ઊત્તર મૌન્ય છે, એટલે તે વાણીથી પર છે અને મૌન્યથીજ સમજી શકાય છે. મૌન્ય ધારણ કીધું છે માટે મુનિ કહેવામાં આવે છે.

આ મહાન્ ગુરૂ તે તેજ છે કે જેણે મૃકુંડના પુત્ર માર્કંડેયને મૃત્યુના પાશમાંથી ઊગારી લીધો એ કથા પુરાણોમાં આપેલી છે. માર્કંડેયનું આયુષ્ય અલ્પ હતું–થોડા વર્ષનું હતું પણ તેણે શુધ્ધ ભાવથી–એક નિષ્ઠાથી શિવજીની ભક્તિ કરી અને જ્યારે જમના દૂતોએ તેને પાશ નાંખી–બાંધી લઈ–લઈ જવા માંડયો ત્યારે શિવજીએ પ્રગટ થઈ યમ દૂતોથી તેને મુકાવી ચિરંજીવી કીધો. એ કથામાં જે મર્મ છે તે એવો છે કે માર્કંડેય વિવેક અથવા વિજ્ઞાનરૂપ છે, ને યમ મોહ છે.

આ મહાગુરૂનો મહિમા અપાર છે. કેટલાંક મોટાં પવિત્ર પર્વ ને દિવસે ૠષિમુનિઓનાં સમસ્ત મંડળો એકત્ર થઇને સ્વસ્થ ચિત્તથી

એ મહિમાનું મનન કરે છે, મહેશ્વરનું ધ્યાન ધરે છે, અને તેમની સ્તુતિ કરે છે, મહેશ્વર પ્રસન્ન થતાં ઝળહળ જ્યોતિરૂપે પ્રગટ પડી દર્શણ આપે છે, મધુર ધ્વની ગાજી રહે છે, મહેશ્વરનુ પૂજન થાય છે, તેમની આરતિ ઉતરે છે, સમસ્ત મંડળોને યોગ્ય ઉપદેશ મળે છે, અને સર્વને આશિષ ઇચ્છી મહેશ્વર અંતર્ધ્યાન થાય છે. આવે પ્રસંગે આપણે એ સમર્થ ગુરૂ શિવજીમાં ધ્યાન લગાડીને શાંત બેશીએ તો આપણું કલ્યાણ થયા વિના કદી પણ રહે નહિં એ નિઃસંશય વાત છે.

### શાર્દુલ વિક્રીડીત વૃત.

સત્યજ્ઞાન નિધી પ્રશાંત રૂચિરા આનંદ મૂર્તિ વડી
બ્રહ્મા વિષ્ણુ મહેશની સ્વરૂપમાં ત્રીમૂર્તિ દ્રષ્ટિ પડી
તેજસ્વિ શુભ લોચનો વિમળ તે શોભે વિચિત્રો અતી
જેમાં બોધ રવી, કૃપા શશી તણી મૂર્તિ રૂડી રાજતી
બુદ્ધિ કામ દુઘાનું દોહન કરી, જ્ઞાનામૃતે તૃપ્ત છે
યોગિ સિધ્ધ સમર્થ શુદ્ધરૂપને વૈરાગિ નિર્લિપ્ત છે
જેમાં વાસ અનેક વિષયરૂપી વિધ્વંસી જીવો વસે
તે માયાબ્ધિ અપાર સોષણ કરી, સુદિવ્ય તેજે લસે
કારૂણ્યેથી કૃપા પિયુષ ઝરતાં શાંતિ કટાક્ષો કરે
જેનાં દર્શણ માત્ર ભકતજનનું તીમીર ભ્રાંતી હરે
બાળે પાતક પુંજ તે પુરવના, બ ધો બધા કાપતા
એવા શ્રી ગુરૂના પદાબ્જ પ્રણમું, જે મોક્ષને આપતા.

એવા સમર્થ, જગતનું કલ્યાણ કરવાવાળા, જગતના કલ્યાણને અરથે જેણે પૃથ્વી ઉપર અનેકરૂપે પધારીને તેના પૃષ્ટને પોતાના પાદાર્વિંદથી પવિત્ર કરી છે, જે નિર્ગુણ, નિર્લિપ્ત, માયાના મોહને ક્ષણમાં નાશ કરનારા છે, પ્રાણી માત્રના ઉપર અત્યંત પ્રેમ અને કારૂણ્યથી જેની ભોળાશંકર એ નામથી વિખ્યાતિ થયલી છે, જેણે અસુરોની ભક્તિ સ્વિકારી તેમના ઉપર કૃપા કરવાને આચકો ખાધો નથી, જે જીવ

સમસ્તને પોતાના સમાન કરવાને નિરંતર ચિંતન કરે છે, જે તત્વમસિ મહાવાકયનો ઉપદેશ કરી જિવને પોતાનું સાચું-મૂળ સ્વરૂપ સમજાવવા માટેજ સાકારરૂપે શોભે છે ને દર્શણ આપે છે, તે અત્યંત કૃપાળુ, દીનદયાળ, ભક્તવત્સલ ભગવાન મહેશ્વરના તોતડી વાણીથી કાલાવાલા કરી પ્રાર્થના કરીશું કે હે પ્રભુ આ ભયંકર કલિમાં જ્યાં ત્યાં સ્વાર્થ વૃત્તિ વધી ગઈ છે અને દ્વેષ અને કલેશ કોલાહલ મચાવી રહેલા છે તે સ્વાર્થ દ્વેષ, અને કલેશને મીટાડી જનમંડળમાં પ્રેમની વૃદ્ધિ કરો, તમારાં ચર્ણાર્વિંદમાં વાળીને સહુના ચિતને અચળ કરો, ધર્મની ધ્વજા ઠેર ઠેર ફરકી રહો, સઘળા સુખી થાઓ, અને શાંતિઃ શાંતિઃ વ્યાપી રહો. અસ્તુ, અસ્તુ.

ॐ तत्सत्



ૐ

## ( નિત્ય ભણવાનું સ્તોત્ર. )

# ઉપેંદ્રવજા.

પ્રણામું પાદાબ્જ પવિત્ર શંભુ, અતુલ્ય જ્યોતિ દિપતા સ્વયંભૂ ॥
શ્રી પંચ વક્ત્રે અમિ ઉભરાય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥
લસે ત્રિનેત્રો, દશ ભૂજ ધારી, સ્ફટીક કાંતી અતિ મોહકારી ॥
સ્વરૂપ શાંતિ મય શું સુહાય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥
અનેક શોભે ભુષણો સુદિવ્ય, લહી ન એવી છબિ રમ્ય ભવ્ય ॥
ત્રિલોક જેના ગુણ નિત્ય ગાય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥
શ્રી કંઠ ને શ્રીપતિ છો શ્રીમાન, વિજ્ઞાન આનંદ તપો નિધાન ॥
અનાદિને અક્ષર જે ભણાય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥
અચેતને ચેતન હેમ લિંગી, અલિંગી વીચિત્ર અનેક લિંગી ॥
કૃતી ન સંપૂર્ણ કદી કળાય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥
નમું નમું શ્રી પુરૂષઃ પુરાણી, ન પાર પામે મન બુધ્ધિ વાણી ॥
પરં ગુરૂ શ્રી જય જોગી રાય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥
રહસ્ય શ્રુતિ સ્મૃતિનું અનૂપ, પ્રણામું નિત્યે, પ્રણવ સ્વરૂપ ॥
વિરક્ત સાક્ષી સહુ વિશ્વમાંહ્ય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥
અજ્ઞાન તીમીર મહી નિમગ્ન, સ્વભક્ત કેરા ભય સર્વ ભગ્ન ॥
કરો કૃપાળુ, સુખ દો સદાય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥
અતુલ્ય છે નામ તણી પ્રસાદી, લહે બિચારા, કયમ શુન્ય વાદી ॥
સ્વરૂપને જેથિ ખરે પમાય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥

પ્રજાળી મેલો ચિત શુધ્ધિ આપો, કર્મો તણાં બંધન કોટિ કાપો ॥
સમસ્ત કલેશો ભવના હણાય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥
સ્મરૂં સદાશિવ વિશુધ્ધ ભાવે, બિજું ન કાંઈ પછિ કામ આવે ॥
ભિતી ભુંડી તે જમની જીતાય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥
જયો જયો શ્રી પરબ્રહ્મ ઇશ, પાદાબ્જમાં મેલું છ મુજ શીશ ॥
જયો જયો નીખિલ વિશ્વરાય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥

ॐ शांतिः शांतिः शांतिः

लोकाः समस्ताः सुखिनो भवंतु भवंतु ॐ अस्तु, अस्तु.



